પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

# કેટલાંક કાવ્યો

ભાગ ૧ લો

ન્હાનાલાલ દલપતરામ કવિ

# प्रेमभक्ति-ग्रन्थमालाना
## નવીન ગ્રન્થો અને આવૃત્તિઓ

| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૧૭ શકુન્તલાનું સંભારણું | ૧૯૨૬ |
| ૧૮ યુગપલટો અને મહાસુદર્શન | ૧૯૨૭ |
| ૧૯ ઉદ્બોધન | ૧૯૨૭ |
| ૨૦ અર્ધશતાબ્દિના અનુભવબોલ | ૧૯૨૭ |
| ૨૧ સંસારમન્થન | ૧૯૨૭ |
| ૨૨ વિશ્વગીતા | ૧૯૨૭ |
| ૨૩ ઇન્દુકુમાર, અંક ૨ જો | ૧૯૨૭ |
| ૨૪ ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો | ૧૯૨૮ |
| ૨૫ ગીતમંજરી | ૧૯૨૮ |
| ૨૬ જહાંગીર-નૂરજહાન | ૧૯૨૮ |

બીજી આવૃત્તિ: કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો
કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો
ત્રીજી આવૃત્તિ: વસન્તોત્સવ
ચોથી આવૃત્તિ: જયા-જયન્ત

૧૯૨૮ માં છપાશે

પ્રથમાવૃત્તિ. યોધપર્વણી; પાંચ ઉપનિષદો, સમશ્લોકી
બીજી આવૃત્તિ: શકુન્તલાનું સંભારણું
ત્રીજી આવૃત્તિ: ઇન્દુકુમાર, અંક ૧ લો
ચોથી આવૃત્તિ: ઉષા
છઠ્ઠી આવૃત્તિ: ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો

# પ્રેમભક્તિ–ગ્રન્થમાલા



| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૧ કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો | ૧૯૦૩ |
| ૨ રાજ્યસ્ત્રોની કાવ્યત્રિપુટિ | ૧૯૦૩–૦૫–૧૧ |
| ૩ વસન્તોત્સવ | ૧૯૦૫ |
| ૪ કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો | ૧૯૦૮ |
| ૫ ઇન્દુકુમાર, અંક ૧ લો | ૧૯૦૯ |
| ૬ ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો | ૧૯૧૦ |
| ૭ શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી | ૧૯૧૦ |
| ૮ જયા–જયન્ત | ૧૯૧૪ |
| ૯ મેઘદૂત, સમશ્લોકી | ૧૯૧૭ |
| ૧૦ ઉષા | ૧૯૧૮ |
| ૧૧ ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨ રાજર્ષિ ભરત | ૧૯૨૨ |
| ૧૩ પ્રેમકુંજ | ૧૯૨૨ |
| ૧૪ પ્રેમભક્તિ–ભજનાવલિ | ૧૯૨૪ |
| ૧૫ સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬ વૈષ્ણવી ષોડષ ગ્રન્થો, સમશ્લોકી | ૧૯૨૫ |

# કેટલાંક કાવ્યો

ભાગ ૧ લો

ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં ૧૯૮૪ ઈ. સ. ૧૯૨૮

દોઢ

કીંમત સવા રૂપીઓ

સ્વામિ માટે સ્વાધીન

પ્રકાશક: ન્હાનાલાલ દલપતરામ કવિ,
ભદ્ર, અમદાવાદ, નં. ૧.

આવૃત્તિ ૧ લી ૧૯૦૩ પ્રત ૧૦૦૦
આવૃત્તિ ૨ જી ૧૯૨૮ પ્રત ૧૫૦૦

ધી "ન્યુસ પ્રિન્ટીંગ" પ્રેસમાં
મણિલાલ ઇચ્છારામ દેસાઇએ છાપ્યું
કાળાઘોડા, ફિક-હાઉસ-લેન, કોટ, મુંબઈ.

પ્રાણેશ્વરી! વ્રતિનિ જીવનસાથની હો!
કીધું પ્રયાણ મુજ સંગ ભવાટવીમાં;
ત્હેં પોષી આત્મકળી પાંખડીઓ ઉઘાડીઃ
ખીલી કંઇક, કંઇ ધૂળ વિશે ખરી તે.

ખીલી પ્રકાશ ઝીલતાં પ્રભુની પ્રભાના,
કે હા! ખરી જડ વિશે જડભાવ પીતાં,
ગેબી સુગન્ધ સહુ પાંખડીએ ઉડાવ્યો;
ત્હેનો રચી રસિક! હાર ત્હને વધાવું.

આજે સુદિન તુજનામિની પૂર્ણિમાનોઃ
જો! ફ્રોડ્યું મેઘપટ કોકિલની કલાએ;
કીકી સમું ધરી શશાંક, ભ્રુકુટી પાડી,
ઉગ્યો પ્રફુલ્લ અમીવર્ષણ ચન્દ્રરાજ.

પૂજ્યો શશી, પૂજું ત્હને રસની સુગન્ધે,
પૂજી પ્રકાશું મુજ અન્તર કેરી વાંછાઃ

આ ચન્દ્રિકા સમ મનોહર ને વિશાલ,
કલ્યાણકારી, ઊંડી આશિષથી ભરેલું,
તે પુણ્યશુદ્ધ, મૃદુ, ઉજ્જ્વલ, વ્હાલરંગી,
તું હાસજે તુજ અલૌકિક એક હાસ્ય.

માણેકઠારી પૂર્ણિમાઃ ૧૯૫૮.

# પ્રસ્તાવના

*****

દેશકાલપ્રજાત્વના તડકાછાયા ઉતારી જોતાં મનુષ્ય-જીવનના શોકમોહસ્નેહના પ્રસંગો, નીતિઅનીતિ-ધર્માધર્મના પ્રસંગો, સમા, તત્ત્વતઃ એકરંગી હોય છે; જન્મ લગ્નમૃત્યુના આઘાતપ્રત્યાઘાત બહુધા સૌને સમગુણી-સમધર્મી છે. તેથી જ આ ઘણે ભાગે સ્વાનુભવનો કાવ્ય-સંગ્રહ છપાવતાં નિરર્થકતાનો બાધ નથી નડતો.

લોકસમૂહના વધતા જતા કવિતા પ્રત્યેના ભાવ અને પરિચયને લીધે આ સંગ્રહમાં છન્દ, ગરબી, ગઝલોનાં નામ નથી આપ્યાં; તેમ જ હ્રસ્વદીર્ઘનાં ચિહ્નો પણ નથી મૂક્યાં. ગુજરાતના વાંચકવૃન્દને એ વિષયમાં બાલક ગણવો એ હવે યોગ્ય નથી.

વળી, કંઇક શતક ઉપર પિંગળ ઋષિએ ઘડેલાં છન્દનાં ઝાંઝર આપણી નવયૌવના કવિતાએ વર્તમાન યુગમાં પ્હેર્યાં છે, પણ ન્હાનાં પડતાં દીસે છે. દિશદિશમાં દેખાતી નવી નવી છન્દ રચનાઓનો એ અર્થ છે. છન્દના ગુણાકાર ભાગાકાર, છન્દોના સરવાળા તેમ જ બાદબાકી આ કાવ્યોમાં છે.

સંભાળ રાખ્યા છતાં આટલાં પાનાંઓમાં પણ જોડણીની શુદ્ધિ સાચવી શકાઇ નથી. છતાં આપણી લેખન-પદ્ધતિ એક તાર ઉપર આવતી જાય છે એવું સ્થળે સ્થળે દેખાય છે· આ સગ્રહમાં તેમ જ બહાર.

ઇ સ ૧૯૦૩ ' ન્હાનાલાલ દલપતરામ કવિ

# આમંત્રણ

આવો, સન્તો! આવો, સન્તો!
રસકુંજે આવો, સન્તો!

રાસેશ્વરને પદ ઝમે ઝીણાં ઝીણાં ગીત;
નિર્મળ તેજઉઘાડમાં પાન કરીશું નિત્યઃ

વ્હાલાં! ઝીલશું, વ્હાલાં! ઝીલશું,
ગીતલહરે વ્હાલાં! ઝીલશું.

સ્નેહવેલના ફાલમાં હીંચશુ ઉર હરખાઈ;
પ્રિયગુણગાનફૂલો ગૂંથી ધરશું પ્રિયપદ માંહિઃ

પ્રિય સંગે, પ્રિય સંગે,
આનન્દિશું પ્રિય સંગે.

પ્રેમવાટિકાઝરણમાં ગીતીનીરે ન્હાઈ
રાસેશ્વરને પૂજતાં પ્રભુતા રહે પથરાઈ.

પ્રભુતામા, પ્રભુતામાં,
જગ ભૂલશું રસપ્રભુતામાં!

# આવાહન

આવો અમારે આંગણે, આવો કદી કદી;
વાળી સમાર્યો ચોક, ત્હાં આવો કદી કદી.

વિલાસો સ્વર્ગના વેરી ભર્યો દૈવી તવ દેશ;
દીનોના આ ગરીબ ગોખે આવો કદી કદી.

નથી ઉપહાર જેવું કંઇ, હતું તે સહુ ખોયું;
નમન તવ પ્રેમપાલવડે, આવો કદી કદી.

નથી કંઇ પુણ્યનાં પુષ્પે સજેલા આ આવાસ;
ટપકતે પાપને મંડપ આવો કદી કદી.

નયન ઝીલી શકે નહિ તેજદર્શન ઝળહળતાં;
મધુરમધુરી કલા ખીલી આવો કદી કદી.

સુહાવી વિશ્વના અધાર અમૃતને પગલે,
કૃપાથી આખડી આજી, આવો કદી કદી.

દેવી! અમારે આગણે આવો કદી કદી,
પૂર્યો હૃદયનો ચોક, ત્હાં આવો કદી કદી·
આવો અમારે આગણે, આવો કદી કદી

## કિરીટ

"નામાક્ષરો ઘૂંટી સખિ! દિવસો વિરામ્યા,
ને રાત્રિઓ રજત અંશુ પૂરી ડૂબી જો!"
આ શું પ્રદોષ સખિ! જીવનખેલનાનો ?
આનંદખેલન શું આથમશે અકાલ ?

આ તે વિશાલ સુખજીવનની ઘટાઓ
મીંચાય પુષ્પઝૂલતી અણુચિન્તવી સૌ;
ને જે પ્રફુલ્લ હતું જીવન, બાલ જેવું,
ગંભીર શાન્ત બન્યું તે સખિ! કાંઈ ઘેરું.

હાવાં રમન્તુ ઝરણું ગિરિઅંક છોડે,
પેલા મહાન જગસિન્ધુ ભણી વળે, જો!
હાવાં પ્રશાન્ત સ્થિર શી ગતિ ધીરી ધારેઃ
હા! બાળુડાં પ્રિય વિધાન પછાડી મૂક્યાં.

માતા તણું હૃદયપીયૂષ પીધું-ઢોળ્યું,
દીક્ષા અમૂલ્ય ગુરુની ય લીધી, ગુમાવી;
કૌમાર આવ્યું, ખીલ્યું, ને કરમાઈ ચાલ્યું,
ને યૌવને ઘડી દીપી ઉડી જાય છે, જો!

લ્હો યે વળી નયન કાંઈ નચિન્ત ભાળે,
ભાળે ઘડી રમણકાળ વિશાળ સૂતો,
છૂંદાઈ સ્હાં કંઈક પાંખડીઓ પડેલી,
નિર્દોષ ભાવ પણ ચૂંથી અનેક વેર્યાં.

તે—તે વિશાલ મુજ જીવનવ્યર્થતામાં
આંખો વળી વળી સખિ! અશ્રુ નિહાળે.
વીણ્યાં કંઇક કુસુમો રસકુંજમાં મ્હેં,
ને આત્મને કિરણતન્તુ કિરીટ ગૂંથ્યો,

મધ્યે જડી મણિ અલૌકિક પ્રેમ કેરા,
બ્રહ્માંડસાર લઇ કોર ગૂથી અનેરી,
વેણી વિશે હૃદયમોતી પરોવી મોંઘાં
મૂક્યો શિરે મુગટ· તે સખિ! આંખ ભાળે.

આજે મહાન જગસિન્ધુતટે ઉભીને,
આજે યુવાભર પ્રમત્ત પ્રદોષકાલે,
બાલે! વિલોલ નિરખી તુજ શીર્ષમાલા
સતોષશેષ પી વિરામતી કીકી મ્હારી.

કેરી ગિરિશિખરની શત વજ્રછાટો
આકાશપાટ ઝીલતા જયસ્થભ કીધા;
ને ધોઇ ધોઇ ગિરિઆરસ દૂધધારે
આનન્દ કેરી ઘડી કીર્તિગીતે વધાવી·

તે વજ્રના વિજયસ્થભની વ્યોમધારી,
તે કીર્તિલેખની કૂલે પૂજી દેવમૂર્તિ
કાલોર્મિની સતત છોળ ઉછેદી દેશે,
ને આ વિરાટ અવકાશ જશે ગળી સૌ.

હા! કીર્તિલેખ, જયલેખ સમો કદી યે
આ સ્વર્ગલેખ સખિ! જીવનનો ભસાશે,

ત્હો યે સલૂણિ! રસમુકુટ તુજ શીર્ષે
શોભા મીઠી ઝલકતો ચિર રાજશે તે.

ઝીણું અમારું જગતે જડતા ભર્યું છે,
સૂક્ષ્મો સખિ! સકલ આંખ જૂવે ઉઘાડી;
ત્હાં આત્મની ન વિરમે છલકન્તી છોળો;
પ્રેમોર્મિ જાગી–શમી, અન્ય પ્રદેશ એ તો.

એ પુષ્પથી ગૂંથી કદીક કિરીટમૂર્તિ
થાશે વિલોપ સખિ! જો અવસાનકાલે;
ત્હો યે જીવન્ત ઉડશે ઉંડી ભાવનાઓ,
છાશે સખિ! ગગન નિર્મળ પ્રેમગાને.

## હાલરડું

વ્હાલાં! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ;
પ્રાણના પ્રકાશ છે પ્રફુલ્લ જોઃ
  વ્હાલાં! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

આશાનો જડેલ મ્હારો માંડવો રે લોલ;
ગૂંથી સૌભાગ્ય કેરી વેલ જો·
  વ્હાલાં! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

આવો, પીયૂષ પાઉં ઉરનાં રે લોલ;
નેત્ર માંહિ આંજું રૂડાં તેજ જોઃ
  વ્હાલાં! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

પ્રેમનું ઘડાવું રુડુ પારણું રે લોલ;
શોભાના બધાવું હું હિંડોળ જોઃ
  વ્હાલા! વિરાજો મ્હારા પ્રાણમા રે લોલ.

પ્રભુની કરુણાકલા શાં આવજો રે લોલ,
હસજો કંઇ બાલ! ઊંડા હાસ જોઃ
  વ્હાલાં! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

## સ્મરણ

### ૧

આવી રમન્તી પૃથિવી કરી વિશ્વયાત્રા,
આવ્યા ન ત્‍હો ય સખિ ! વત્સલ પ્રેમમૂર્તિ:
આવ્યો વસન્ત, વિરમ્યો, સખિ ! વર્ષ વીત્યું,
આવી ન તે ફરીથી પ્રેમળ આત્મછાયા.

આનન્દ શોક રુદનો ભર્યું વર્ષ વીત્યું,
આવ્યો અઘોર દિન મૃત્યુજલે ભીંજેલો;
જાગે ફરી ઊંડું રડન્તી સ્મૃતિની તન્ત્રી,
ને વિશ્વનાં સુખ સૂનાં અધુરાં જ લાગે.

પૃથ્વીપટે પૂરી વિચિત્રણુ વર્ષ વીત્યું,
લગ્નોત્સવો કંઈ થયા, કંઈ મૃત્યુ દીઠાં:
મૂકી પછાડી વિભુ શાશ્વત ચિહ્નપંક્તિ,
ચાલી વહી સતત કાલની ઊર્મિમાલા.

સીંચી કવિત્વ જનઅંતર પોષતા કો,
ને રાજ્યભાર ઝીલતા કંઈ વીરરત્નો,
સંકેલી વિશ્વ વિચર્યાં દૂર મૃત્યુલોકે;
મૂકી પછાડી પણ શાશ્વત ચિહ્નપંક્તિ.

ઉગી સખિ ! વિરમશે સુખદુ:ખ સર્વે,
ર્‌હેશે પછાડી પણ કાંઇક ચિહ્નમાલા;
જો ! સ્વર્ગલોક કુલછત્ર સખિ ! સિધાવ્યા,
દીઠી ન તે ફરીથી કોમલ પ્રેમછાયા.

૨

આઘે આઘે ક્ષિતિજ ઝીલતી વૃક્ષમાલા વિરાજે,
ત્હેને તીરે વિરહી જનનાં મન્દ્ર આક્રન્દ ગાજે;
પાસે પેલા સરિતજલમાં તારલા નાચી ન્હાયઃ
હા ! હા ! વિશ્વે મીઠી સુજનતા કાંઈ ઓછી જણાય.

મોંઘાં વ્હાલાં ! ભગિની ! વીરલા ! પ્રેમિલાં કુલઅંગો !
એવું આશાઅધુરું વદવું શીખવે છે પ્રસંગો;
ક્યહાંથી જાણે જડ હૃદયના વિશ્વના એ કુટુમ્બી
રોવું પેલું મધુરું મધુરું પ્રેમીને ચુંબી ચુંબી ?

આકાશોમાં ઊડું ગરજતો મેઘ ડોલે તરંગે,
છાનું છાનું તિમિર વરસે ભીંજતું અંગ અંગેઃ
ત્હારે રોયું ખગકુલ બધું શામળી શી ઘટામાં,
હુંયે હૈયું લઈ રડી લીધું એવું યે આ સમામાં.

વેરાયેલાં પૃથિવિપટમાં દૂરના દૂર છેડે,
વ્હાલાંઓ તે રુદન કરવા આત્મના ભાવ તેડે;
પ્રેમી હૈયે વિરમી હઈડું મીઠડું કાંઈ રોવું,
એ ભાવોમા કંઈ વિરલ છે, બુદ્ધિ કલ્પે ન ત્હેવું.

વ્હાલાં મ્હારાં કુલકુસુમડાં ! હા ! વિખૂટાં હતાં, તે
ભેળાં બેઠાં, રડી-હસી ઉઠયાં, ને વિખૂટાં થયાં; તે
ઊંડા ઊંડા પરમ નિયમો વિશ્વમાં સુખ કેરાઃ
સંયોગોનાં ચિર સુખ ભર્યાં ધામ એ તો અનેરાં.

૩

સખિ ! જો શોભાવે ગગન ઝીણી શી ચન્દ્રની કલા,
અમી છાંટ્યુ આંજે નયનનયને તેજ વિરલઃ

પ્રકાશી તે ત્‍હારાં અમીનયન જો ! બાલ સરલા !
ઊંડે જ્યોત્સ્નાતીરે પરમ સદનો કાન્ત વિમલ.
સખી ! પેલા ઇન્દુ,
નર્યાં જ્યોત્સ્નાબિન્દુ,
પ્રભુજીના ખોળે સુભગ કિરણો રાસ રમતાં,
જશું ત્‍હ્યાં તું ને હું; પ્રિયજન જઇ ત્‍હ્યાં વિરમતાં.

કદી દુષ્કર્મોની રજ ઉડી હશે આત્મમણિને,
કદી દુર્ભાવિનું તિમિર ભીંજશે દ્દેવકણીને;
સખિ ! તે ધોવાશે પરમ જલદીપ્તિ વરસતાં,
જવું અન્તે સૌને પ્રિયજન વિશે પ્રેમપદમાં.
અહા ! એ તે કેવું !
સુધાસિન્ધુ જેવું !
પ્રભુની છાયામાં નથી વિરહનો ભેદ દમતો,
ઊંડા દિક્કાલોનો નથી–નથી સખિ ! ભેદ ત્યહિં તો.
અને જે ભાસે છે વિરહ સખિ ! આ વિશ્વતલમાં,
પ્રિયે ! તે તો સર્વે નિયમ પ્રભુના વિશ્વ સ્થૂલના.
સ્વીકાર્યાં બન્ધો ને જગત પીધું, તે જીવન રુડું;
વિસાર્યાં બન્ધો, તે જગતતટ મૃત્યુ ઊંડું ઊંડું.

૪

જ્‍હ્યાં ચન્દ્રલોક–જડલોકની છાંય ડૂબે,
ને જ્‍હ્યાં વિશાલ રસચેતનલોક રાજે;
જ્‍હ્યાં લોલ ઇન્દ્રિયકુલો ન પ્રવેશ પામે,
ત્‍હ્યાં સ્નેહશીલ નવજીવનતેજ હાસે.

તારાભર્યું અતલ વિસ્તૃત વ્યોમ સૂતું,
ને રંગ-રંગ ખીલતી વનરાજિ ડોલે;
ત્‍હેને સુકંઠ સુખવાસ દીધા પ્રભુએ,
સૌન્દર્ય કોમલ વિલાસ પૂરી રસીલા.

એ આ સુરમ્ય સુખજીવનની ય પૂર્વે
નિર્દોષ શ્વેત હતું જીવન કાંઈ શુદ્ધ;
ઊંડા ઊંડા વિમલ ભાવ સ્મૃતિ કરાવે,
ને બાલુડો મનુજ સ્વર્ગપથે સુમેરે.

તોડી બધાં રસિક બન્ધન વિશ્વ કેરાં
આત્મા વિશાલ રસપૂર વિશે ઝૂકાવે;
જ્‍યહાં પ્રેમતત્ત્વની રમે મીઠી ઊર્મિમાલા,
આનન્દકાન્ત નવજીવન ત્‍યહાં વિકાસે.

તે સ્વર્ગજીવન વિશુદ્ધ વિશાલતા છે,
સદ્દ્‌ભાવી આત્મનની વિસ્તરતી કલા છે;
તે સ્વર્ગજીવન સખિ! ઘર્યું કુલછત્રે,
સદ્દ્‌વૃત્તિ પ્રેમ સુકવિત્વ મીઠું ખીલાવે.

૫

ધીરાં ધીરાં, ઊંડાં ઘેરા
સુખ સહવતાં, વર્ષનાં દુઃખ વીત્યા,
ના કો આવ્યું, ના કંઇ ફૂહાવ્યું
ગત પ્રિયજને, આર્દ્રતા શું નથી ત્‍યહાં ?

સ્હોયું, રોયું, પાછું સ્હોયું,
પ્રભુનું નિરમ્યું, આથમ્યું વર્ષતેજ;
ગાતું ગાતું, તે સઉ જોતું
અનિમિષ ઉભું વિશ્વનું ઘોર યંત્ર.

સંયોગો ને વિયોગોને
ઝીણું નચવતાં વર્ષનાં વર્ષ જાશે,
આછાં આછાં-જ્યોત્સ્નાઆછાં
દિવસપટ તે અંધકારે ગૂંથાશે,

ને આ પેલાં આકાશો શાં
નયન છળતાં કાળનાં પૂર છાશે,
ત્હો યે-ત્હો યે કાલાબ્ધિ એ,
ગહન તિમિરે, આત્મનું તેજ પીશે.

ને જે વ્હાલાં આત્મનમોંઘાં
પરમ ભૂમિમાં નિત્યના વાસ વાસે,
જે દિવ્યાત્મા પોતાની આ
જગતસીમની માધુરીમાં ન આવે;

સૌ પ્રેમાત્મા, સૌ પુણ્યાત્મા
સહુ પ્રભુજીની દિવ્ય છાંયે ઝીલીશું;
વ્હાલી! પેલા દિક્કાલો ને
ગહન તિમિરો આત્મને તેજ પીશું.

કુંજે કુંજે, પુષ્પે પુષ્પે,
સુરભિ ચૂમતી કોકિલા લોલ ગાજે,

ઝીણું ઝીણું, ભીનું ભીનું,
ઝરણ ઝમતું ફૂલડાંમાં વિરાજે;

ધીમે ધીમે આછે વ્યોમે
અનિલ ઝૂલતો મન્દ આનન્દ વાયઃ
વ્હાલી ! જો આ આકાશોમાં
વનવન વિશે ઉત્સવો કાંઇ થાય.

વ્હાલી ! જો તું; વ્યોમે સ્હોતું,
મધુરુ, કુમળું, બાલુડું શું, પ્રભાતઃ
પુણ્યાત્મનુના પ્રેમાનનના
અમૃતસ્મિતનો શ્વેત શો મેઘપાત !

ચાલો, વ્હાલાં ! મોંઘાં મ્હારાં
કુલકુસુમડાં ! પેલી વાત્સલ્યછાયા !
તેજે તેજે, હરિની લહરે
સરલ હૃદયો, વ્યોમ ને વિશ્વ છાયાં !

## પ્રભાત

જાગ્યું ઉષાનું અનિલે ચૂમ્યું નેત્ર પેલું,
ને લોચનો ચૂમી જગાડું ત્હને સખિ! હું;
જો જાગી, કો રસ અપૂર્વ ઉડી રૂપેરી,
ત્હારી પ્રભા સમ, ઉભો પ્રિય! વ્યોમ ઘેરી.

ઝાંખું પ્રકાશિત રહ્યું વન જો! હિંડોળે,
ગંભીર ધીર સહકાર અનેરું ડોલે;
પંખીકુલો મધુ શું પ્રાશી પ્રકાશપાન
છેડે પ્રભાત તણું ભવ્ય પ્રવૃત્તિગાન.

આકાશના કુહર ભેદી ઝીણું ઝરન્તા,
અંધારઅન્તર વિષે ય પ્રભા પૂરન્તા,
જો! કાન્ત, પુણ્યજલ શા, વહી વિશ્વ આવે,
તે તેજના અતુલ ઓઘ ત્હને વધાવે.

વ્હાલી! વિલાસરમણાભર વીતી રાત્રિ,
ત્હો યે ન દે દિન વિલાસસૂનો વિધાત્રી;
નિદ્રા નિવારી સખિ! જો નયને રસીલે,
બ્રહ્માંડ ભવ્ય પ્રભુભાવ વિશે જ ઝીલે.

આછેરું અંગ અજવાળી ઉમંગરંગે,
મીંચી નચાવી શુચિ પાંખ ઝીણા તરંગે,
કો મંદ મંદ સુકુમાર અનિલ આવે,
ને માનવીનું નવજીવન જો! જગાવે.

એવો જગાડી જીવ, ને લઇ સ્નેહઝૂલે,
રેડી રસાંજલિ રસાત્મનને પ્રફુલ્લે,
ગેબી હસન્ત સખિ! શોભન નેત્ર ત્હારુ
ચુંબી ફરી ફરી પ્રિયે! ઊંડું અંતર માંહિ ધારું.



## બે દર્શન

રમ્ય લહરિઓ હૃદયની હાસે,
મરકલડાં ભરી કાન્તિ વિકાસે;
સુતનુલતાના આદર મધુરા
બાલે! આ શાને?

* * *

આત્મન્ લળી લળી પાલવ ઢાળે,
લોચન કંઇ કંઇ પ્રશ્ન નિહાળે;
દીન વદનના અનિમિષ ડપકા
બાલે! આ શાને?



## લગ્નતિથિ

વૈશાખની શશિમુખી, સખિ! પંચમીનો
છે આજ દિન તુજ ને મુજ લગ્ન કેરોઃ
મોંઘો વળી વળી હલે! પ્રતિવર્ષ આવે,
ને વિસ્મર્યું સ્મરણ કાંઇ રસીલું લાવે.

કોલાહલે મનુજજીવનને ભરીને
ગંભીર ઘેરૂં ભવસાગર કાંઇ ગાજેઃ
એ ગાન પી વિચરતી મનુ કેરી સૃષ્ટિ
પ્રારબ્ધપંથ ધપતી પ્રભુના પ્રયાણે.

તું ખેલતી ફૂલવતી તટવાટિકામાં,
હું ઊગતો તટ તણા ગિરિરાજ ભેદી;
હા! એકદા ધવલ વેળુ વિશે કિનારે
ભેળાં મળ્યાં,અણુચિતાં રમવા જ લાગ્યાં.

કીધાં પછી સુભગ મન્દિર કલ્પનાનાં,
ત્હેમાં અનુપ રસની પધરાવી મૂર્તિઃ
વ્હાલિ! તૃષાજ્વલિત લોચન એમ ઠાર્યાં,
ત્હો ચે ઊણું કઇક અંતર માંહિ ભાસ્યું.

ઊઠ્યાં, ઉઠાડી દ્રગ આપણી પૃથ્વીમાંથી,
દીઠી વડી જીવનના જલધિની ઉર્મિઃ
જાગ્યું કંઇક સખિ! દર્શન એહ લેતાં,
જાગ્યું અમોલું કંઇ ભાવપતું અનામી.

દીધો કરે કર, વર્યા વર ઉચ્ચગામી,
ને આદરી રસિલિ! આચરવા પ્રતિજ્ઞા
સઘટ્ટી ચન્દની ઘડી મનવેગી હોડી,
ત્હેમાં મહાસફર સારવવા ઠરાવ્યુ.

વ્હાલી! વસન્ત જતી જીવનની વહે છે,
સઞ્જીવિની પ્રબલ શક્તિ હવે શમે છે,
ને મન્દ મન્દ પડતી દૃગ ઊર્ધ્વગામી,
ત્હો યે હજી જલધિ ઊતરવો રહ્યો છે

શું શું કીધુ ? નથી નિરર્થક સન્ધુ જીવ્યા,
જો! વેળુમાં ભવપટે પદપક્તિ પાડી,
રહેશે ઘડીક, ઘડી કોઇકને જણાશે,
ને સારગ્રાહી જન આશિષ કોક દેશે

—•◘•—

## વિસ્મરણ

ઝીણું ઝીણું ફોરે નવરંગ ફૂલડાં રે,
 વિલસે વનિતાઓનાં વૃન્દ જો;
મધુરી કલા કલાપીની ડોલતી રે,
 પ્રગટે વસન્તનો આનન્દ જોઃ
 ત્હારે સખિ ! મુજને વિસરી જજે રે.
ઝગમગતા કંઇ સુન્દર વ્યોમમાં રે
 છબીલી ઘનની છાયા છાશે જો;
વીજની લતા ચમકશે કંઠમાં રે,
 આર્દ્ર હૃદયમાં વિલીન થાશે જોઃ
 સખિ! ત્હારે પણ સ્મરણ ન લાવતી રે.
તજી દિક્પાલવ સુભગ પયોદનો રે
 આછી ચાંદણીઓમાં રમતાં જો
નિર્મળ કાન્ત શરદનો ચાંદલો રે
 અમી પાશે, તે પીતાં પીતાં જો,
 બાલે ! જગ ઝીલતાં ભૂલી જજે રે.
ઉપવન વિલાસનાં નન્દન સમાં રે,
 ઘટા ગજવતાં રસિક વિહંગ જો,
પ્રિયનયનોમાં પ્રિયતમ ડોલતા રેઃ
 સુખની સુન્દરતાના રંગ જો,
 ત્હેમાં રમતાં ન સખિ! સંભારતી રે.
પણ સખિ !—
પણ કદિ પ્રેમહીંડોળે હીંચતાં રે
 હસતું નેત્ર સહજ જરી નિરખે જો

આશા—સ્નેહુભીનું રસબાલુડુ રે
મૃત્યુ પીને સ્મશાન સિધાવે જો;
એ અવસર બાલે! સંભારજે રે.
કદિ કે। ઘનવીંટી કાળી રાતમાં રે
વીજખંડ સમી ચિતા ચમકશે જો,
વન છાયાના કાળા ચોકમાં રે
ઊડતા આત્મન્પગલાં પડશે જો·
તે તુજ રાત્રિ વિલાસભરી જજો રે.
પણ પછી કદિક પ્રભુમન્દિરમાં રે
ધૂપલાં અન્તર્દ્વાર ઉઘડશે જો,
ને સખિ! નિમિષ હ્રદયના ધામને રે
પ્રભુનું નિર્મળ તેજ સુહવશે જો
સખિ! તે સમય મ્હને ન વિસારતી રે·
બાલે! પ્રભુપળમાં ન વિસારતી રે.

(૨૯)

## વિયોગ

૧

અયિ અભ્રયૂથો !
શીદ વ્યર્થ મથો ?
નહિ ચક્ર ચ્હડું નભમંડળને;
રસકોયલડી
તિમિરે છો બૂડી
ચૂમી ભાવિ સમા જગઅંચળને.
શુભ વ્યોમપ્રભા ત્હમને શુભ હો,
તિમિરે અમ આત્મવિહાર રહો.
ક્ષિતિજે નમતું જલ ઝીણું પૂર્યું,
ઝૂલતું ઝૂલતું ઉભરાઇ ગયું:
પણ જો ! રતિની સરિતા અતલે
હસતી રમતી રસતૃપ્તિ ઝીલે.
ઘન ! જા, અયિ ! જા, તુજ તાંડવ ઘોર સરખું કદી હું નહિ નૃત્ય કરું;
જરી જો ! તમરાજની પાંખ નીચે જગ રાચી રહેલ, હું કેમ ડરું ?

૨

પ્રિય રમ્ય સખિ !
ઝીણું 'પ્રેમ' લખી
રસતીલી મીટે મુજ મુગ્ધ ઉરે,
દુખવું જ ગમ્યું !
દુખ તો અશમ્યું,
રસપ્રાણુ ભલે મધુરું શું ઝૂરે.

પ્રિયનો કદિ વિશ્વવિયોગ થશે,
કંઈ બુલબુલ ગાન મીઠાં રહશે.
રસઆખડલી પછી ના નિરખી
કંઈ અશ્રુ વહે તુજ નેત્ર, સખિ !
પ્રિયલજ્જિત મુગ્ધ હલેતી રમા !
મુજ ભાવ સ્મરી કદિ નિન્દીશ મા.
અયિ જો ! અલી જો !
ઘનમંડળ પાછળ થાય વિલોપ સુચન્દ્રકલા'
સખિ ! પાલવડો ભીંજવ્યો ઘડીમાં,
જલબિન્દુ ઝરે તુજ રમ્ય હલા.

૩

તમરાજ ! અહો !
હજી દૂર રહો,
નથી પ્રાણ દીધો તમ પાર્થદને,
નથી પાપ પીધાં,
નથી દોષ દીધા
પ્રિયના રસનિર્મળ પાલવને
ભરી નેત્ર વિશાલ વિયોગ સીંચે,
ત્યમ પ્રેમ વિકાસી–વિકાસી હીંચે.
તિમિરે રમ કે રમ ચન્દ્ર વિશે,
જગતે અમ આત્મવિહાર થશે.
સુખપાખડીમા રસતૃપ્તિ દીપો,
તુજ દીપ્તિજ્વલે મુજ આત્મ છીપો !

અયિ લો! સખિ લો! ઊડી વ્યોમખીણે
ઝીણી છાઇ ઉષાની ગુલાબી પ્રભા;
તુજ શ્વેત દ્યુતિ પૂજતાં ત્ય્હિં પ્રેમઝૂલે
ઝૂલતાં રસીલાં કો ઉભાં!

—⁂—

## પંખીડાં

પધારો, પંખીડાં પરદ્દેશવાસી હો!
પધારો, મોકળી છે અમ અગાસી હો!
કુશલ છે ત્ય્હાં પ્રજા ને સૌ પ્રજાના પાલ?
કુશલ છે, સર્વે ત્ય્હાં મિત્રોની રાશી હો?

કુશલ વાયા અનિલ પન્થે પ્રભુપ્રેરેલ?
કથા કંઇ તો કહો, વ્હાલાં પ્રવાસી હો!
કહો, ઘાડી સખા! કે પાતળી રજની?
પ્રભા કેવી મધુરમધુ ત્ય્હાં વિલાસી હો!

પધારો, આગળા ઉઘડે છ અન્તરના:
વિરાજો દેવસંગે, દિવ્નિવાસી હો!
પૂજીશું દેવ સમ, પૂજીશું કુલ સાથેઃ
વીંઝી પાંખો ઉડાવો રજ સુવાસી હો!

અને-કાંઇ ખબર દેશો સખી કેરી?
ત્હમે આવ્યાં છતાં યે શું ઉદાસી હો?
પધારો, પંખીડાં! મુજ પ્રાણવાસી હો!
પધારો, મોકળી છે ઉરઅગાસી હો!

—⁂—

## ગુલાબની કળી

૧

ઝીણી શી સરિતાની રમે લહરી,
  અલી! નાચતી ત્હાં સ્વચ્છથી શું જૂવે?
નિજ કાન્તિ ગુલાબી સ્ફુરી મધુરી
  રસમત્ત કળી! જલ માહિં સૂવે?

૨

ચૂમીને તુજ લજ્જિત રક્ત અનિલ
  સખિ! રસમૂર્તિ ઝીણી ઝૂલવે·
ફરકી ફરકી તુજ તેજસ નેત્ર
  કલા રસિલા પ્રિયની ભૂલવે?

૩

કંઇ તારકકુલ ઝીલે જલમા
  તુજ રમ્ય મનોહરતા પૂજતુ,
કરવૃન્દ વિલાસિની ચન્દ્રકલા
  વરસે તુજ મુગ્ધ પ્રભા ફરતું.

૪

શશિકાન્તિ મુખે કંઇ રમ્ય સરે,
મહીં ત્હારી ય મન્દ સુરેખ તરે,
  અહીં આપણી એ સખી હોત
રસીલી ! ત્હને હું ધરાવત દ્વેવીઉરે

૫

કંઇ શાશ્વત પ્રેમમણિની લતા
  મૃદુ કંઠ, પયોધરમા રમતી,

રસનિર્ઝર, જીવનદાયી અમી
સખિ ! તે પર તું ય હસે હસતી.

૬

નવપ્રેમ તણી સુકુમાર ઉરે
નવરંગી સખિ ! રસઊર્મિ સ્ફુરે;
તુજ પાંખડી ત્હાં સુપ્રભા ઝરતે
તરતી રસિકે ! રસલોલ પૂરે.

૭

સખિ ! ત્હાં સઉ સ્નેહસખા મળતેઃ
તું, હું, ને સખી, ને તુજ રમ્ય અનિલ;
મીઠાં પછી પ્રેમગીતો તણી ઝીલ
ઢળી ઉછળી છવરાઇ જતે.

૮

પણ ક્ય્હાં ? અયિ ક્ય્હાં ? સખિ ! એ દિન ક્ય્હાં ?
જીવનોત્સવ ક્ય્હાં ?–પ્રણયોદય ?
પ્રાણસખીની કીકી પ્રિયપ્યાસી નિવાસી થયું પ્રણયીમય ?
રે સખિ ! એ દિન ક્ય્હાં ?

૯

સખિ ! નેત્રથી અશ્રુ વહ્યાં ?
જઇ જે ! ધસતા જલમાં ભીનું આનન;
વિશ્વ ઉડે પગલાં મૂકતું, જઇ હું ય ઉડું રણ ને વનઃ
એ સખિ ! ભાગ્ય *રહ્યાં.

૧૦

સખિ ! ભસ્મ હું ચોળું ભલેઃ
વનવાસ વિહાર ખલેઃ
રસભેખ વિશેષ ભજેઃ
અહાલેક અમીર સજેઃ
પણ પ્રાણ વસે પ્રિયનો ભુજમાં, સુરસાલ કળી ! શુંય તે કરશે?

૧૧

પ્રિયઆત્મન્ ભસ્મ સજીવ કરી જડતા અણુરેણુની સંહરશે;
પ્રિયઆત્મન્ તેજ તિમિરે ભરીઉર, આશ્રમ, વિશ્વ ઊંડા ભરશે;
પ્રભુમાં-પ્રભુના જલમાં પ્રિયસાથ તરાવી ભવોદધિને તરશે;
ન દીઠું, ન સુણ્યું, અણુકલ્પ્યું સખિ ! પ્રિયઆત્મ અનેરું કંઈ કરશે.

—⁂◆□◆⁂—

## બ્હેનનું ગીત

મંગલ ઘડી સોહે છે, વીરવર! વરઘોડે ચ્હડો,
ઢળી ઢળી મંગલ પદ વાજીન્ત્ર વહે માધુર્ય;
વધાવે વનિતાઓ ગીત ગાઈ અખંડ સુહાગનાં,
અલૌકિક તેજ પૂરી મુખડે અભિષેકે સૂર્યઃ
દિશ દિશ સોહે છે સોહાગ, વીરા! ઘોડે ચ્હડો.

રચિયો સુવર્ણમંડપ નિર્મલ નીલ આકાશમાં,
ઓપે રજત અટારી સુમધુર ચન્દ્રાકાર;
આંખલડીમાં અમી આંજીને દેવકુમારિકા,
કરમાં ધારી ઝારી, વરસે અમૃતધાર;
દશ દિશ રેલે છે સોહાગ, વીરા! ઘોડે ચ્હડો.

ઉડુમણિ ગૂંથી સન્ધ્યાએ શણગાર્યાં બ્રહ્માંડને,
રસનાં ઝરણુ સુહન્ત રમન્ત ગગન મોઝાર;
ભરી ભરી ચંચુ સુકોમલ પિતૃલતાને સીંચજો,
પિતાનું અક્ષત રાખો કુલ, કન્દર્પકુમાર!
દિશા ભરી ગાજે છે સોહાગ, વીરા! ઘોડે ચ્હડો.

પેલી ડાલે ને ઝૂલે તરુવરની છાંયડી,
ફૂલડાં હીંચે રસે, સુખશીતલ વાય સમીર;
નચાવી નયન ત્હમારી વીરવર! નિરખે વાટડી,
લળી લળી પન્થ નિહાળે કન્થ કુમારી અધીર.
શમાવા હીંધે અધીર સખીની વીર! ઘોડે ચ્હડો.

મીઠડાં મુગ્ધ હસન્ત કુમાર નયન ફૂલડાં સમાં,
મંગલ સ્મિતશોભા શું વિશાલ લલિત લલાટ;

વિરાજે વચમા ચન્દ્રક શાશ્વત શશિસૌભાગ્ય શો,
લાવો વીર! ત્રિલોકતિલક તે ઘરને ઘાટ.
કુલના ગોખ સુહાવા વીરવર! વરઘોડે રહડો.
કાન્ત કનકની લટ લટકે કંઇ કર્પુરભાલમા,
કિલકિલ કોકિલકલકેલિ ભરી કુજાગાર,
બલજ્યોતિ શા બાલ, સુભગ સ્નેહમધુર બાલિકા
સઉ પ્રગટે છે વીર! ભાવિ કેરા ભંડાર'
વિધિના સોહે છે સોહાગ, વીરા! ઘોડે રહડો.
લાવો તેજપ્રભા, લઇ આવો કેસરવેલડી,
લાવી રોપો કુલમાડવડે વીરવર! આજ,
અમીશીલ છાયામા બેશીને અન્તર ઠારજો,
વૃદ્ધ વડિલ, ભગિની ન પણુ વિસરશો, વરરાજ!
સુન્દર સોહે છે સોહાગ, વીરા! ઘોડે રહડો.
ગભીર સાગરપૂર ગરજે છે ભરી બ્રહ્માડને,
અનુપમ તટમા સુમનસુહુન્ત લીલાશ છવાય,
ઉર્જ્વલ કપોતકુલ વનમા વસતા વિધુવૃન્દ શા,
સુધારસ સારવતા ભરી પાખ પીએ ને પાય
સુધામય સોહે છે સોહાગ, વીરા! ઘોડે રહડો
વિચરે વ્યોમ વિશે શશિબાલા વિમલ વિલાસમા,
નિરન્તર પિતૃને પરિવાર પ્રસારે પાખ
સૂજવા સ્નેહગૂથ્યા મડપ તે પરમ કૃતાર્થ છે,
વિહાર વિલાસ વીરા! સૌ હૃદયની સલૂણી સાખ
સોહે સ્નેહભર્યા મનુમડપ, વીર! ઘોડે રહડો

વિરાજે વિશાલ નભ ઘેરીને વીર! મુજ તાતની
મોંઘી મેઘાડમ્બર સરિખી શુચિ કુલલાજ;
ત્‍હેને સાચવજો, સોહવજો, વીર! વધારજોઃ
અમારી અક્ષત કરજો કુલકીર્તિ, વીરરાજ!
સોહે છત્ર ધવલ વર શીર્ષે, વીરા! ઘોડે ચ્‍હડો.
પ્રિયજન મન્દ હસી શીલ હાસ વધાવે નેત્રથી,
હું ય પણ કુંકુમઅક્ષતથાળ ભરી પૂજીશ;
માતાનાં, વીરનાં, સખીનાં વત્સલ નયનો ઠરે,
પિતા પણ જો! પ્રભુદ્વારથી આપે છે આશિષઃ
દિશા ભરી સોહે છે સોહાગ, વીરા! ઘોડે ચ્‍હડો.
મનોહર મહિમાવાન નયનમાં મધુર વિહાસતાં
વિલાસે દેવમણિ, પ્રભુનાં ઝલકે ઝલકાર;
વિધુમુખી કુલવધૂની રસસુધા અખંડ સુહાગિણી,
લઇ આપો મુજને વીર! શોભાશોભનહાર·
દશ દિશ સોહે છે સોહાગ, વીરા! ઘોડે ચ્‍હડો.
મંગલ પ્રભુમન્દિરની સુશીલ પ્રભા શી પ્રકાશતી
પિતામાતાનાં સ્નેહઅમી પી ખીલતી આજ
વિકસતી સખીની-પ્રિયની આશાઆંજી આંખડી
ત્‍હમારી અક્ષત રૂહેજો કુલલતા, વીરરાજ!
દિશ દિશ સોહે છે સોહાગ, વીરા! ઘોડે ચ્‍હડોઃ
મંગલ ઘડી સોહે છે, વીરવર! વરઘોડે ચ્‍હડો.

—⁂◆□◆⁂—

## ધણ

ઊગ્યો સૂરજ ને લીલુડા વનમા રે,
ઊગ્યો-ઊગ્યો સરવર-ગિરિવરને તીરે.
જાગ્યાં ઘેરી ઘટામાંના પખેરુ રે,
જાગ્યાં-જાગ્યા મેના, પોપટ, મોરલા.

ધણ લઈ ચાલ્યા વનમા બાલ ગોવાલો રે,
ગાયો લઈ જાશે રે આઘી સીમમા.
ફરતો ફાલ્યો આંબલિયાનો ફાલ રે,
શીળો રે સરવરિયા પરનો વાયરો.

ધણ ચરશે લીલમડુ ઘાસલવિંગ રે,
સરવરનીર પીશે ને નીરમા ધુમશે
ઘાડાં જામ્યા જાબૂડીનાં ઝાડ રે,
ત્હેને શીળે ધણ ચેરાતું ઢળી જશે

દૂરના સરવર ભરતા ઝરણા જેવો રે
ગીતડા ગાતા નાદ રાયકો રેલશે.
આંબાની મજરીઓ ખાતી કોયલ રે
વસન્તની વાસલડી સરિખી બોલશે.

–મા છેડીશ તું આજે ત્હારી વેણુ રે,
પ્રભુના ગીત વનવનથી વહી ત્હને વધાવશે –
ચીલામા ચળકન્તા મરવા વીણી રે
છાયે બેઠા રાયકો ભાત આરોગશે
વૈશાખે વટોળ ઉન્હાધખ વાશે રે,
ધૂળના વાદળ રચશે વનના વાયરા.

બળતાં કિરણોના વરસાદ વરસશે રે,
બળશે ધરતી, બળશે પ્રાણી, પાંદડાં.
વિયોગ શો કંઇ ધોમ ધખે આકાશે રે,
સૂકવશે સૃષ્ટિ, રસ આંખે સીંચશે.

ઉડતાં પંખી ડાળે ભેળાં થાશે રે,
વિસામે વિરમશે જગના પન્થીઓ.
કડવી લીમડીઓની મીઠી છાયે રે
રૂમાલના ઓશીકે રાયકો પોઢશે.

કિલકિલ કરતાં વ્હાલપડાં પખેરુ રે
વ્હાલા ગોવાળ હાલરડે ઊંઘાડશે.
લળીલળી નમતી ફૂલવતી નીચી ડાળો રે,
પોઢયા ગોવાળ ઉપરથી માંખ ઉડાડશે.

લીલમછમ પલ્લવમાં ઠરતો વાયુ રે
થાકેલા ગોવાળનો થાક ઉતારશે.
–સંકોરી લે પાલવ ત્હારો ઉડતો રે,
વસન્તના પાલવની લીઝ્ઝત લે ઘડી.–

નમતો પ્હોર થશે ને સૂરજ નમશે રે,
વાદળિયા સરવરમાં લ્હેરો આવશે.
તટના ઘાસ વિશે મધમાંખ ગગણશે રે,
પાળોને શણગારશે બગની વેલડી

તરુવર કરતાં વાધી ત્હેમની છાયા રે,
પશુપંખી પણ લાગ્યાં મદભર ડોલવા.
પોઢ્યા રાયકા આળસ મરડી ઉઠ્યા રે,
ઉઠીને વગાડી ચતરંગ વાંસળી.

આગી આઘી ખોમાં વળતી ગાયો રે
વાંસલડી સાંભળશે, ટપ ત્હ્યાં ઊભશે.
જળજળનિર્મળ કમળો છૂંદતી ભેંશો રે
વાંસલડી સુણશે ને જલને ત્યાગશે.

–જો ! લો ! પેરા બયયમુનાતટ રમતા રે
અનહદ રે ! વગાડે ગોવિન્દ વાંસળી.
સુણ, સમજ, આચર એ ગીતના ભેદો રે,
પશુથી યે પામર શું આપણ માનવી ?–

સ્હાંજ પડી, આ તડકા કુમળા થાય રે,
સૂરજ પણ ધરતીના ઉરમાં ઢળી પડ્યો.
ક્ય્હાં છે ધણ ? એ ક્ય્હાં છે બાલ ગોવાળ રે ?
ક્ય્હાં છે વાંસલડી એ વનવન વીંધતી ?

માત્ર સરોવરજલમાં રમતાં ભાળું રે
દોડતી વાદળીઓના ભૂખરાં લ્હેરિયાં.
–આછા ઘૂંઘટ ઉઘાડ, વદન વિકસાવ રે,
વાદળીઓને વેર, પ્રગટ મુખચન્દની.

પ્રિયતમપ્રિય જોઇ લોકડિયાં લજ્જશે રે,
વસન્ત તો પાંખડીએ પ્રેમ વધાવશે.
–ધન્યનયન! શું હાસ્ય વિરલ! હું પામ્યો રે ?
આશિર્વાદ હૃદયમાં ઉભરાતા ઝીલ્યા.

બાલકમલસૌભાગ્યસુધા મ્હેં પીધી રે,
ધણમાં નવ એ દૂધડિયાં લાધ્યાં મ્હને.

# જન્મતિથિ

વીત્યા કંઇક દિવસો પ્રભુ! પૃથ્વિકુંજે,
વીતી અનેક ઘડી ત્હારી સ્મૃતિ વિહોણી;
ત્હારે પદે રવિની મંડલિ રાસ ખેલે,
ને જન્મયોગગીત ગુંજતી આજ સ્મૃતિ જગાવે.

દીઠી અનેક વિધ સુન્દરતા સુહાતી,
દીઠા વિવિધ રસના શણગાર રમ્ય;
બ્રહ્માંડ દીઠું ધરતું વર સ્નેહશોભા,
ને એમ વર્ષ વીતવ્યાં કંઇ ત્હારી કુંજે.

તે પ્રેમતેજ દીપતા તુજ આશ્રમોએ,
ત્હારા વિલાસ-વિભૂતિભર મંડપોમાં
શોધે કઠોર કંઇ નિગ્રહ માનવીઓ,
શોધે મહાનિયમ સંયમના નિગૂઢ.

ડોલે વસન્તવનમાં મધુ મંજરીનું,
ને કોકિલાની રસીલી કલકેલિ બોલે;
ત્હાં દાખવે રસઢળી સહકારડાળે
વૈરાગ્ય ને વ્રત વિરાજિત ભિખધેરા.

હીંચે તરંગ ગગને રસચન્દ્રિકાના,
ને આંખડી તુજ કલા મધુરી નિહાળે;
ત્હાં યે બિછાવી તમપાટ ભૂરો ઊંડેરો
શોધે સીમા મનુજ તેજની અન્ધકારે.

સૌન્દર્ય શ્વેતવધુ જ્ય્હાં વિલસે વિલાસો,
સ્નેહાબ્ધિ જ્ય્હાં લહરતો વિહરે વિહાર,
તે પુણ્યમંડપ વિશે વ્રતરાજ સ્થાપી
સૌ રમ્યતા વિરસના જલમાં ઝબોળે.

* * *

વર્ષો કંઇક વીતવ્યાં પ્રભુ ! ત્હારી કુંજે,
પેલી રમે રવિની મંડલી તેજરાસ;
તે રાસમાં હું ય રમ્યો રસનો રસીલો,
તે તેજમાં રસિકડાં પ્રિયને રમાડ્યાં.

કુંજે પ્રમત્તમધુ મંજરી વીણી વીણી
માલા ગૂંથી મધુરી કોકિલને વધાવી,
ખેલ્યા વિલાસ, કંઇ નૂતન ખેલ વાંછ્યાઃ
હા ! સર્વમાં પ્રભુ ત્હને સહસા વિસાર્યો.

પાળ્યાં નથી નિયમ સંયમના અનેરા,
કીધાં નથી વ્રત મહાન વિશુદ્ધિ કાજે;
શોચું જરી ન સહુ તે જનશુદ્ધિ અર્થે,
શોચુંઃ હહા ! પ્રભુ ! ત્હને સહસા વિસાર્યો.

આનન્દ, યૌવન, વસન્તલીલા વહન્તાં
વર્ષો વીત્યાં કંઇક જીવનનાં સલૂણાં;
બ્રહ્માંડ શોભ્યું, તુજ કુંજની કાન્તિ શોભી,
શોભાસરે પ્રભુ ! ત્હને સહસા વિસાર્યો.

આજે બધું સ્મરણમાં નીતરે છૂપેલું;
હા ! તેજગોલ રસિયા રસરાસ ખેલે,

ને જન્મયોગગીત ગાઇ મ્હને જગાડેઃ
આજે સ્મૃતિ નયનથી નીતરે ઉછંગે.

ધારી પ્રભાભર સુહુન્ત વસન્તવસ્ત્રો,
રાસેશ્વરોની મળી મંડલી વ્યોમતીરે;
ને ગીત ગાય મધુરાં શુભ યોગ કેરાંઃ
લાવણ્યલોલ ગીતડું સુણું એ અનેરું.

'સૌન્દર્યશ્વેત વધુ જ્હ્યાં વિલસે વિલાસો,
સ્નેહાબ્ધિ જ્હ્યાં લહરતો વિહરે વિહાર,
તે પુણ્યમંડપ વિશે વ્રતરાજ રાજે;
ત્ય્હાં પામવો પરમ તે મહિમા પ્રભુનો.'

*    *    *

પ્રાયશ્ચિતે કઇ વિધે પ્રભુ! પાપ ધોઉં?
તો જોઉં સંતત પ્રકાશ સમીપ ત્હારો?
પી પ્રેમનેત્ર પ્રિયનાં, ઉર ધોઇ ધોઇ,
ત્હારી જગાવું ધુનિ, દર્શન તો દઇશ?

કો તેજમંડલ અનુપમ ને સુહાગી
માંગલ્યકારી પ્રિયને મુખડે વિરાજેઃ
એ ધોય વિશ્વવિષ, ને જગની તમિસ્રા;
ધોશે ઉંડા હૃદયનો મુજ અન્ધકારે

સૌભાગ્યકોર સરિખી ભ્રૂકલા ખીલેલી,
ઉલ્લાસવાહી પ્રિયનાં નયનો રમન્તાં;

ને નાચતાં ઝળકનર્તન પ્રેમમીડાં:
કર્તવ્યસાર સહુ એ મીટ માંહિ નાચે.

ફોરે પરાગ નવવલ્લરીઓ વસન્તે;
આનન્દહેલિ રસરંગિત વ્યોમ પ્રેરે;
ચન્દ્રાની રેખ ઝલકાર ઝગે ઝીણેરા:
કર્તવ્ય પ્રેમમીટથી પ્રભુ ! ત્હ્હાં હું પીશ.

વૈરાગ્ય ખેલું પ્રિયસંગ વિશુદ્ધિખોળે,
ને સ્નેહને સદન ત્યાગની ઝીલ ઝીલું;
કર્તવ્યસાર રસપૂજનમાં સમાય:
એવું પ્રભો ! જીવનને રચજે રસીલું.

સોહે પ્રભાતશીલ નિર્મળ પ્રેમશોભા,
આકાશકાન્ત મહિં ભક્તિની છાંય રૂપી;
એ પ્રેમભક્તિસરમાં ઊજવું પ્રવૃત્તિ:
ત્હારી પ્રભા શું પ્રભુ ! જીવનને રચજે રસીલું.

—⊰⊱—

# પધરામણી

સખિ ! જે પૂર્યું પ્રેમમન્ત્રમાં,
મધુરું, ને રસીલું, પ્રભાવતું,
જગના સુખરૂપ જન્ત્રમાં
નથી તે તો ક્યંહિયે જ ભાસતું.
શતધા, શતકોટિધા સખિ !
કુલસૌન્દર્ય રસાત્મસાથને
પટ જીવનમાલને લખી
સરલે ! મ્હેરવ પ્રાણનાથને.
તરશી સખિ ! ત્હારી આંખડી
રસપાને ઠરશે નિરન્તર;
તપતે જગતે અમીઝડી
ગૃહ ત્હારું ઝરશે સુસુન્દર.
સુપ્રભા સુખદ્વારમાં તરે,
ઉઘડ્યાં, જો ! ભવનો પિયુજીનાં;
કલકેલિ ય બાળુડાં કરે,
ઉર ઢોળે અભિષેક માજીનાં.
સખિ ! દૃષ્ટિ ભીની તું વાળી લે,
પરદેશે ભમતી સૂને ઉરે;
ઉજળાં ભવનો નિહાળી લે,
સખિ ! આવ્યા તુજ નાથ મન્દિરે.

—:૦:—

## પત્રવાંચન

અહ પ્રીત શી! અહ હેત શું! અહ કશો અન્તર ઉમળકો!
શું પત્ર આ! શું ચન્દમાં! શું મૃતક કરથી એ લખ્યો!

ક્ષર સમા અક્ષર વ્હાલ જીરવે! તુચ્છ લીટે પ્રેમ શો!
શું ચીંથરા પર સ્નેહ પૂર્યો! નયન! ખોટું શું વદો?

એ પ્રાણપતિનું હૃદય છે, એ આત્મનાં ભવનો નર્યાં,
એ ભવનમાં રમતી નિરન્તર સુન્દરીથી છે ભર્યાં.

એ વાદળી ઝરતી અલૌકિક જલકિરણ શી ફરફરે,
એ સેર કેરા ઇન્દ્રધનુમાં રાજતી પ્રિય ઝળહળે.

એ માંડવાની વેલડી, સુપ્રફુલ્લ ફરકે ફૂલકળી,
મુજ પ્રાણ છાંટી છાંય ઢાળી શીતળ કરતી બ્હેનડી.

મુજ ઉર ઝીલતી કંચુકીની ભાતડી પ્રિય તું જ છો,
મુજ સાડીમાં રહી શોભતું-શોભાવતું ગુલ તું જ છો.

છો આવ-આવ અવાય ત્યમ, મમ બ્હેન! ભેટું વ્હાલથી,
લાડન્તી લડતી આવ, ચાંપું હૃદય સરસી લાડથી.

તુજ જીવનકારણ, બ્હેનડી! મુજ જીવિતકારણ એક છે,
પરદેશવાસી પ્રાણનાથ-પ્રવાસી પંખીદેહ છે.

પરદેશથી ત્હને પાઠવી, પરદેશ મૂકી પતિ મ્હને ગયા,
છો, આવ, સખિ! તુજ દર્શ પછી ઘડી નાથ પરદેશે રહ્યા

કરડા જગતકર્તવ્યથી કરડી નજર પ્રિય શીખિયા,
પણ તુજ સમી વૃષ્ટિ વરસતા મેઘ નભ ઘડી છે રહ્યા.

તે સ્નેહસુન્દરનું હૃદય તુજમાં વસે-હું જોઉં છું,
મુજ ઉર પણ તુજમાં-અલક્ષ્ય અભિદ્દવતી હું સ્હોઉં છું.

શણગાર એહ સજાવી પ્રિયને તુજ સમી સખી મોકલું,
મુજ પ્રાણનાથ વધાવી લેશે પ્રેમજલનું એ કર્ણું.

હું શું લખું ! હું ગુણહીણી ! એ ગુણગભીરા નાથને ?
સાગર સમોવડ લહરતો ક્ષિતિ મહાભાવથી ભીંજવે-
આ મંજુ કલવતી વેણુ તે શું મહાઘોષને શીખવે ?

પણ વ્હાલવારિ નદી ! ત્હારું જા નિધિમાં રેડને,
વિરતરી હસિત વિશાલ ઉર્મિ રમણ ઉછંગે તેડશેઃ
અભિષેકી, ચુમ્બી, ચાંપી, જા ! ઊંડા હૃદયમાં સીંચશે.

—⁂—

## રસજીવનની ઝાંખી

૧

'અરે શાને ? પ્રિયે ! શાને ? અરેરે ! નથી શોભતાં;
નથી શું અપ્સરાસાથ આંસુડાં તુજ યોગ્ય વાં ?'

૨

સૌભાગ્યનું ઘેન વળી ઉડી ગયું,
પ્રત્યક્ષનું ત્હ્યાં જડભાન તો રહ્યું;
દિક્પ્રાન્તમાં સ્નેહસ્થળો નિહાળતું
શૂન્યાત્મ શું ચેતન કો ઉભું હતું.

૩

દીઠાં કો દિવસે સ્વપ્નમાં અમોલાં અમીદેશનાં;
શોધે તે વિશ્વના પાટે રાજવી વનવેશમાં.

૪

'જ્હ્યાં ચન્દ્રિકાના દ્યુતિઘોષ ગાજતા,
ને આત્મના ઉદ્દયનો વિરાજતા,
મંજુસ્મિતો જ્હ્યાં પ્રિયના ખીલી રહ્યાં,
તે સ્વર્ગ શી રમ્ય શું પુણ્યભૂમિ આ ?

૫

'દીઠો પ્રેમ અનન્તથી ઉતરતો એ કાન્ત આકાશ આ,
દીઠું સૌરભતેજ સ્નિગ્ધ સ્ફુરતું એ અભ્રનું હાસ્ય આ;
ને દેવી તણી સૌમ્ય જ્યોતિ વીટતી સન્ધ્યા સખી આ રહીઃ
જ્યોત્સ્નાની સરિતા તટે પ્રભુપ્રભા દીપી હતી–ક્યહ્યાં ગઈ ?

૬

'અહા ! આકાશમાં અગ્નિ મોહને બાળતો હતો;
ગયો શું કુજળી ! આ તો નિસ્તેજ ચન્દ્ર ઉગતો.

૭

'ઊંચા ઊંચા વ્યોમની મોતીડે જડી
સન્તોની પેલી ભૂરી ભૂમિમાં ઘડી
કો ઝૂલતા મેઘઝૂલે ઝઝૂમતું
રુડું રસાળું પ્રિય! સ્વપ્ન શું થયું?

૮

'દિગન્તની પછાડી, પ્રિયતમસ્મિત શી, સ્વર્ગગંગા રમે છે,
ત્હેની કુન્જે ગજાવી ગહન મધુર કો વેણુ વાયુ ચૂમે છે;
ત્હાં સ્નેહામ્બુતરંગે, રસરવસ્ફુરણે, ચન્દ્રના હોડલામાં,
ભીંજ્યાં, વીંઝયાં, હિંડોળ્યાં, અલકલટ સમાં;
સર્વ શું સ્વપ્નભાસા?

૯

'નથી આ શોભિતા આરા પુષ્પશય્યા ધરાવતા;
નથી આ નિર્મળાં નીર સખી હૈયે તરાવતાં.

૧૦

'પેલા અમારા અમીદેશ ઉપરે
કાળાં કદી વાદળ વિધિનાં ફરે,
તો ભૂખરી માધવિકા વિશે જતાં,
ને પ્રેમનું પીયૂષ પામતાં હતાં.

૧૧

'કો રાતે સખિ તારિકાની રુપલા વેણી ગૂંથાતી હતી,
ને ફસ્હારેક ઉષા સુવર્ણ વિખરી કલ્લી સમારાવતી;
સન્ધ્યાએ કદિ રમ્ય મેઘધનુષે રંગો ઘડી પૂરતાં:
એવું ઉત્સવજીવને-હતું-ગયું-હા!' રમ્યની ક્રૂરતા!'

૧૨

'અરે! શાને? સખે! શાને? સુખડું હાથ આવશે,
સ્થળશે ઝબકારા ચે, ચન્દ્રની ચન્દ્રિકા થશે'

૧૩

આકાશની શ્યામલ વાલુમા રમી
તે ચન્દ્ર ઝીણી દ્યુતિધાર રેડતો,
ત્હા આત્મદેશે રતિપાટ રાજતી
પ્રાણેશનો, ચુમ્બન શો, ધ્વનિ થતો.

૧૪

સુણાતા સ્નેહના શબ્દો ઘડી તો સાન્ત્વના વળી,
ઉકેલ્યા અર્થ ને જાગ્યો દ્વિધા વિયોગ ઉછળી

૧૫

'ના ના, નથી આ સુખછાયડી પડી,
ના ના, નથી આ પ્રિયઅશ્રુની ઘડી,
ભીનાશ વાયે ઉડુમડળે નરી,
ને ત્હેમને ચાદની સ્હોય છાવરી

૧૬

'શું તે સ્વપ્ન હતા? કે પુનિત કિરણુના
રમ્ય સત્યો ઉજાળ્યા?
કે તે પ્રેમાર્દ્રતામા અકળિત ઉગતા
સ્વર્ગના કુંજ ભાળ્યા?
મોંઘા દેશો રૂપાળા રસભર છબીલા
કે શું દેવાગનાના?
ને ત્હા આનન્દઝૂલે અતિથિ ઝૂલવતા
દેવી' કો છાનમાના?

૧૭

'વેરાતી તારિકામાંથી ચન્દ્રકલા શી હાસતી
હશે શું દિવ્‌વાસિની?–સ્નેહ સમી વિલાસતી?'

૧૮

નાંખી દૃષ્ટિ દિશાન્તમાં, કનકના સન્ધ્યાભર્યા વ્યોમમાં,
ને નાંખી ચમકાવી ગન્ધવતી આ તેજોમયી ભોમમાં;
દીઠી ત્હો ય નહીં કહીં રસભરી તે પ્રેમની પાંખડી,
આવી પાછી નિરાશ મન્દ ઢળતી અશ્રુભરી આંખડી.

૧૯

'રહેશે શું તે સ્નેહ વિલાસનાં સ્થળો
અદૃશ્ય નિત્યે?–વિધિનાં મહાબલો?
સૌભાગ્યનાં સ્વપ્ન બધાં ઉડી જશે?
પ્રત્યક્ષ નિત્યે જડભાન લાવશે?
શું સ્વર્ગ શી સુન્દર ભૂમિ ના થશે?'

—⊰•◘•⊱—

## ભમરો

વસન્તવિભૂતિમાં ખેલન્તા રે ભ્રમરજી અયિ મદમીણા!
ધીરે ગજવ તવ ઝૂલન્તાં રે મત્ત મદનની વીણા.

કળિઓનાં સોનેરી કિરણ, હો મધુકર!
પ્રસરે છે લોલ પરાગ; રસિકવર!
અડધું ઉઘડતું હાસ્ય, હો મધુકર!
રસબસ સ્ફુરે અનુરાગ; રસિકવર!–વસન્ત૦

ભુરા સરોવરની પાળે, હો મધુકર!
રાતાં કમળનાં વૃન્દ; રસિકવર!
ભીના એકાન્તે ત્હાં રડજે, હો મધુકર!
હૂનાં મદનઆક્રન્દ; રસિકવર!–વસન્ત૦

સુખમાં ન ઉન્મત્ત થઇએ, હો મધુકર!
પ્રેમસન્તોનો ન પન્થ; રસિકવર!
આજે સૂકાં અમ હૃદય, હો મધુકર!
કાલે ભીંજવશે કન્થ; રસિકવર!–વસન્ત૦

## સન્દેશો

પ્રણયની બાલિકાનાં દેવદર્શન ક્ય્હાં થાશે?
પ્રિયે! અણબોલ ઉર વાળી રહે તે સંખાશે.
અનિલ વ્હાલા! સખીને જા કહે જઇ સન્દેશોઃ
હૃદય થઇ કોટિધા ફૂલડાં ચરણમાં વેરાશે.
ભલે ત્હારાં છબીલ પગલાં કુસુમ શતધા છૂંદોઃ
સુકોમળ હા! સખિ! ચરણો રખે તુજ લચકાશે.
હલે! કંઇ વ્હેલું કે મોડું લખ્યું છે કરમાવુંઃ
વિરલ સૌભાગ્ય તુજ પદ ચુમ્બીને જો કરમાશે.
કુસુમપગથારમાં કદિ તો રસિકે! પગલાં મૂકી જોઃ
સુગન્ધોની ભભક ઉછળી નવલ ગીતડાં ગાશે.
પ્રતાપી આંખડીનું લોલ કદિ તો સખિ! અમી પાઃ
રહ્યું રસદેવિ! જીવન રસાલ લટકી તુજ આશે.
પૂરો બાળી હૂની મુજ ખાખ તુજ ફૂલક્યારીમાં;
કળીના લાજતા ગાલે 'પ્રણય' સખિ! વંચાશે.
અહા! દેખાય બેદરકાર કીકીનાં નૃત્યોઃ
સરળ હૃદયે રસિક મૂર્તિ કદી નહિ ભૂંસાશે.
નયન ત્હારાં પ્રીતમની શોધમાં છો ના ડોલે;
મધુર ફફડાટ 'પ્રિય' સુણતાં ઉરે તુજ સંભળાશે.
જગત ફ્હેશે વિલુપ્ત થયું મનુજ, ત્હો યે, વ્હાલી!
પ્રિયાગીત ગુંજતો મુજ આત્મ તુજ ફરતો છાશે.

—:o:—

## સિન્ધુને:-

શ્યામ ગહનતાના કણુ સમ તુજ તટે પડ્યા
શિલાખંડ, નિધિ! ભીંજવ ભવ્ય કંઈ ગાનમાં રે લોલ;
દૂર રમે નીલ રજત પૂરમાં નાવડું,
ડૂબ્યું-ડૂબ્યું નિધિ! તે ય ક્ષિતિજ અવસાનમાં રે લોલ.

વિમલ મેઘના રંગ, ગીત ચન્ડોળનાં,
શીળી ચાંદનીની પ્રેમસમાધિ અમી સમી રે લોલ;
પ્રિયનાં નવવિધ રૂપ સલૂણાં શોભતાં:
ક્રૂર નિધિ! તુજ અનન્ત ગર્તે ગયાં શમી રે લોલ.

ત્હોય-ત્હોય રહ્યા મૃદુ મન્દ્ર નાદ નભ ચીરતા,
તારલિયા ઝૂલવતા અનહદ રેલમાં રે લોલ;
મૃત્યુને પ્રિય ફૂલડાં પછી તે બની રહ્યાં
ઘોર ગર્જના ભરી ઘનમંડળવેલમાં રે લોલ.

દિક્પ્રાન્તોમાં ઘૂમતા તુજ રવમાં પૂરી
પ્રિયના કદી સન્દેશા વીર! આલાપજે રે લોલ;
ઘટ નભપટ સકોરી, અમીની સેર શી,
પ્રિયની આંખડલીનાં દર્શન આપજે રે લોલ.

રમ્ય વ્યોમની પાર, અસીમ અવકાશમાં
અનન્તતાનું અદ્ભુત તેજ જઇ વરશું રે લોલ;
સુન્દરતાનાં ઉપવન ત્હ્યાં વિલસી રહ્યાં,
પ્રિયના ત્હ્યાં જઇ ઉછંગમાં કદી ખેલશું રે લોલ.

પ્રકૃતિસાગર ! સખી ચન્દ્રાની સુશીલા કલા
ભીંજવજે તુજ અનન્તતાના ગાનમાં રે લોલ;
તે ગીતભરી જ્યોત્સ્નામાં નિત્ય ભીંજાઇ હું ય
વિહરીશ પ્રિયના દૂર અઘોર અવસાનમાં રે લોલ;
-વિહરીશ પ્રિયના રમ્ય અઘોર અવસાનમાં રે લોલ.

## ધીર સમીર

તિમિર ઝીણું ઝીણું ઉડે અનિલમાં ગેબી કોઇ નાંખી ભુરકી,
મધ્યરાત્રિનો પહુચ્યો દૂર વિસ્તાર શીતળ ફરફર વરસી;
નિદ્રાલીન જગતમાં કંઇ કંઇ શાન્તિસિન્ધુની લહર ઘૂમે,
મન્દ મન્દ ઘનરંગી તરંગો ભૂરા વ્યોમતટ ઊંડા ચૂમે.
એ રમતશ્રેણીને પૂર,
એ સતત લહરીને ઉર,
તે મહાછોળમાં તરે હોડલાં ઉર્મિશિખર ઘડી ઘડી ચમકી,
ને પણ દેખાયે, વિપળ છૂપાયે તેજબિન્દુ પળપળ પલકી.
જોતો એ તારકવૃન્દ,
નિર્દોષ કેલિના છન્દ,
કંઇ બાલ નયનનાં નર્તન, સ્વદેશ રમ્ય કલ્પતો ઉલોગ્તો,
ને દૂર ભવન સુજ સુખનાં ઉજળાં આશાકિરણે જોતોગ્તો;
કંઇ આગ્યો ધીર સમીર,
કંઇ શમ્યો પુષ્પમાં વીર.—
જ્યહાં દૂર ક્ષિતિજમાં તિમિરહૃદયમાં તેજ તારલા નીતરે છે,
જ્યહાં આકાળપટ પર પ્રભાઅભ્ર શી ઝલક આભથી ઉતરે છે,

તે તેજલોકને દેશ,
તે ગાનલોકમાં એશ,
કો મંજુલ મંજુલ નર્તન્તી અંગુલી તન્ત્રીમાં ગુંજી રહી,
કંઇ ગગનકુંજમાં જગત્‌યન્ત્રમાં ગાનછલક પળ ઉછળી રહી.
જય જય તવ, ધીર સમીર !
જય, ચિરજીવ થા, વીર !
હા ! વિસ્મૃત પ્રિયની કિન્નરકલતા આત્મતારથી જગવે છે,
વીર ! લાવ લાવ રે ! ગાન મીઠ્ઠું, પ્રિય રસમૂર્ત કરે છે તે.

—

## આશા

ત્હારાં સખિ ! નિરખવા નયનો મધુરાં,
ત્હારા જ્વલન્ત રસતેજ વિશે, સુબાલે !
સાનન્દ આત્મ ઝીણું ઝૂલવવા, રસાલે !
પાંખો ઉડે વીંધી સખિ ! દિક્‌પ્રાન્ત ભૂરા.

નામાક્ષરો ઘૂંટી સખિ ! દિવસો વિરામ્યા,
ને રાત્રિઓ રજતઅશ્રુ પૂરી ડૂબી, હા !
હાવાં રમન્તી કીકી ત્હારી પીશે ખૂણી, હા !
નાચન્ત નેત્ર સુખડે ઠરશે, સુરમ્યા !

તે રાત્રિ ને દિન સખિ ! ડૂબશે સદાના,
ને પ્રેમતત્ત્વ તણી રેલ બધે છવાશે,
ત્હારે ય પ્રાણ તુજ નેત્રઅમીથી ન્હાશે,
સ્નેહાનને ! પૂજશું ભક્ત રસેશતાના.

—

## ગઝલ

નમેરા એ હૃદયના ભાવ, વ્હાલી
તથાપિ ઉર લે રસલ્હાવ, વ્હાલી !

મહાતોફાન જીવનમાં છવાયાં:
રમો તુજ વ્યોમમાં રવિતેજ, વ્હાલી !

મળ્યું સૌભાગ્ય, શિર ત્હારું વિરાજો !
વધાવીશું વહી આનન્દ, વ્હાલી !

અહા ! મુજ કંટકો વેરેલ શય્યા:
ગુલાબી આવજો તુજ નીંદ, વ્હાલી !

પ્રભા ને મંજરીના હાર ગૂંથી
ધરાવો દેવસખી તુજ શીર્ષે, વ્હાલી !

વિમલ સ્નેહાંજલિથી પાય ધોવા,
થયાં મુજ રાત્રિનાં તે સ્વપ્ન, વ્હાલી !

પ્રકાશે તેજ ભરી આકાશ તારા:
ઊડા અન્ધારનાં મુજ ગીત, વ્હાલી !

ધીરી; અયિ ! બન્ધનો તોડી ઉડીશું:
ભર્યાં સ્નેહે પ્રભુના દેશ, વ્હાલી !

## સુન્દરીનું પારણું

૧

વિમળતા નભથી વરસાવતો,
પ્રણયનું જગ ચન્દ્ર ભીંજાવતો;
નિધિઉરે જલવલ્લિ સૂતી હતી,
ગહનતા સ્મિતમાંહિ પ્રકાશતી.

૨

શીતાંશુના પીયૂષબિન્દુના પીવે
હા ! વાદળી મન્દ ઝૂલન્ત પાલવે
વિશ્રાન્તિગાનો વીંઝતી મનોરમા,
નિદ્રાળીના વ્યોમતરંગનાં સમાં.

૩

પ્રાણ ! જરી પોઢોને, પોઢોને.
હાં રે ધીમું ઝૂલોજી, નીંઝણહારા !
હાં રે હમણાં આવશે બાપુજી ત્હમારા. રે પ્રાણ !
હાં રે હૈયે વિરમોને માવડીને મીઠે,
હાં રે બાપુ આવશે ત્હમારા અણદીઠે. રે પ્રાણ !
હાં રે હમણા બાપુ તમ આવશે અધીરા;
હાં રે નમી ચૂમશે નીંદરલીન હીરા. રે પ્રાણ !
હાં રે અમી રુપલા ચાંદલિયો ય વરસે;
હાં રે ત્યહાં તમ બાપુના શ્વેત શઢો દરસે. રે પ્રાણ !

૪

ભૂરે વ્યોમે રુડી ચન્દા શાન્તિમેઘ ઝીણા રચે,
પડી ત્હેની શીળી છાયા બાળુડા મન્દ પોપચે.

૫

મધુર સુન્દરી ગાન પ્રલાપતી,
કુસુમ શી મૃદુ મૂર્તિ ઝૂલાવતી,

કનકની લટ નાચતી લાડતી
અનિલની ઝીણી લ્હેર રમાડતી.

૬

મંજુ નિદ્રાસખી કેરા પુષ્પપાદ વધાવતા
ગીતના કુમળા સૂરો ચન્દ્રિકામાં ભળી જતા.

૭

ફૂલ મ્હારું પોઢે છે, પોઢે છે.
હાં રે જરી ધીમી, હો બ્હેન! જરી ધીમી,
હાં રે પશ્ચિમોદધિની લ્હેર આવ્યે ભીની. રે ફૂલ૦

હાં રે લહરી બ્હેની! ધીરી તું ધીરી વાજે;
હાં રે ત્હારા સાગરનાં ગાન ગભીર ગાજે. રે ફૂલ૦

હાં રે ચારુ ચન્દ્રને ચૂમીને આવી, બ્હેનાં!
હાં રે વરસ આથમતાં અમૃતાંશુ ત્હેનાં. રે ફૂલ૦

૮

ઊંચે રહ્યું નિર્મળ વ્યોમ વિલસે,
ને મુગ્ધ છાનું કંઈ તારિકા હસે;
શાન્તિનું શાણું નવઅભ્ર ચુંબીને
તે હાસ્ય એવું સુતનુમુખે ભીને.

૯

મુખપટે સ્મિતવલ્લિ સ્ફુરી હતી,
પ્રણયનાં જગ વ્હેતી વધાવતી;
વિમલતા શશીસુન્દરીની મીઠી
ગહન વિસ્તૃત કો દૃગ નાંખતી.

—

# માતાનાં દર્શન

નવમાતાનાં દર્શન મ્હને થયાં:
પ્રભો! માતાઓને મંગલાશિષ ઘો!
સુરમણીય નવપ્રેમળ જીવનનાં,
શુક્ર ઝૂલવતી ચન્દ્રકલા શાં, દર્શન થયાં.

'ભાઇ! મામા આવે છે;
ભાઇ! જો! જો! મામા આવ્યા.
નિદ્રાધીન કાં છે, બાપુ!'
નવમાતાની એકાન્તિક પ્રેમકેલીછલકાતી.

'મ્હારા ભાઇને, જો ને,
કલા-નવીન સુરમ્ય કલા શીખવશુ'
ભાઇ તો પ્રભુનાં સૌન્દર્ય આલેખશે.'
નવમાતાની મધુરી આશાઓ ખીલતી.

'જીજી ભાઇની વાટ જોતાં હશે,
દાદા ભાઇના દિવસ ગણુતા હશે'
ભાઇ તો હવે મોસાળમા મલપશે.'
નવમાતાને મહિયરનાં સ્વપ્ન આવ્યાં.

'દિન આથમ્યે બ્હારથી આવશે,
ભાઇને ચુમશે, ભાઇને રમાડશે,
બકુભાઇને હઇયે હીંચાવશે ખરું, ભાઇ?'
નવમાતાને પ્રીતમના પડઘા પડ્યા.

નવમાતાના સ્નેહકાન્ત દર્શન થયા.
હૃદયંગમ, મનમોહન વત્સલજીવનના,
અમીવેલ શા, સુરમ્ય દર્શન થયાં.
પ્રભો! માતાઓનું સુખસૌભાગ્ય ચિરજીવ થાવ!

## ચેતન

નથી નેત્ર, શું તેજ પીવાય, સખે!
નથી પાંખ, શી વિધ ઉડાય, સખે!
નથી ચેતન કેમ લવાય, સખે!
કંઈ બોલ, સખે!
ઉર ખોલ, સખે!
રસચેતન કેમ લવાય, સખે!

નથી સાજ, કશું પછી આવું, સખે!
નથી આદર ને કયમ આવું, સખે!
નથી વ્હાલ, ત્હને શું વધાવું, સખે!
નવ ખીજ, સખે!
નવ સીઝ, સખે!
પણ વ્હાલ વિના શું વધાવું, સખે!

સુમધુર ઘડી-પળ હાસ, સખે!
કદિ કોડભર્યું જરી લાડ, સખે!
મુજ નેત્ર વિશે પ્રીત આજ, સખે!
સીંચ આશ, સખે!
રમ રાસ, સખે!
રસચેતન ખેલી ખિલાવ, સખે!

## પ્રેમસરોવર

ભર્યું ભર્યું સરવર ઝૂલતું રે,
    રમવાને ત્હાં રૂડું ચાલ, મ્હારા વ્હાલમા!
કાંઠે ઉગ્યાં દેવફૂલડાં રે,
    ત્હેની ગૂંથીશું વરમાળ, મ્હારા વ્હાલમા!

રૂડાં ફૂલ, રૂડલું સરોવરે રે,
    રૂડલા અતિશય આપ, મ્હારા વ્હાલમા!
કુંજની કુસુમલ છાયમાં રે
    ભૂલશું જગતપરિતાપ, મ્હારા વ્હાલમા!

જમી ઉપર રસની ઘટા રે,
    નીચે નીતિની વેલ, મ્હારા વ્હાલમા!
પરિમલ પમરે ત્હા પુણ્યના રે,
    ઝૂવો મહી, અલબેલ! મ્હારા વ્હાલમા!

પીશું પરમ પદનાં અમી રે,
    લેશું અમૂલખ લ્હાવ, મ્હારા વ્હાલમા!
જગત જૂવે ત્હારી વાટડી રે,
    જીવનના જન્ત્ર જગાવ, મ્હારા વ્હાલમા!

કમળો હસે જળ ઝીલતા રે,
    નયનો હસે છે રમાલ, મ્હારા વ્હાલમા!
ઉઠ, ઉઠ, પ્રીતમ! ઉઠને રે,
    પ્રેમસરોવર ચાલ, મ્હારા વ્હાલમા!

## તાદાત્મ્ય

પોઢી ઝાંખી પ્રિયભુવનમાં છાંયડી પૂર્વેન્નેની,
  ત્હેમાં બેશી ગૂંથતી ઝમલાં સુન્દરી પુણ્યવન્તીઃ
માતાકંઠે હીંચી હીંચી ઝરે ચન્દ્રિકા ચુંબનોની
  બાલુડાની કુસુમપટ શી શ્વેત મુદ્રા હસન્તી.

ચુંબે–દાબે અમૃતનયનો માતના હસ્તલેખા,
  ન્હાની આંખો નિમિષ ઊંડું શું આંખડીમાં નિહાળેઃ
પાછો વાળે વળી વળી ધીમાં ચુંબનો માતૃરેખા,
  ને સંકેલી નયનકિરણો બાલનું તેજ ભાળે.

આઘે દેશો ગિરિશિખરમાં વ્યોમછાયે પડેલા,
  મોંઘી મૂર્તિ શ્રમિત લઈને પ્રાણમાં આવી ઊભા;
હૈયે લીધો તનય, લટને ચુંબનોથી સમારીઃ

જોયું ચારે દિશ સદનમાં, શૂન્ય સ્થાનો થયેલાં
  ધારે કાન્તિ નવીન, ચુમતી સુન્દરી બાલશોભાઃ
“વ્હાલા! વ્હાલા! પ્રણયપ્રતિમા બાળુડી
  આ ત્હમારી.”

—:◆□◆:—

# રમણીય મૂંઝવણ

પોઢી બાલા ગભીર રસિકા પાથર્યાં પાલવે જો !
થાક્યા જેવી રસજલ પીને સિંહણી વિશ્રમે શું ?
ફેલી સૂતી રતિઝરણુ શી ઊજળા શા પલંગે;
કોરે ઊભો પ્રિયતમ ઊંડા તર્કમાં ડોલતો'તોઃ

હતી આતો કાલે ચપળ મૃગલી પ્રેમવનમાં,
ભમી જોતી આખો વનપથરવાટે રસિકડી;
સુવાસી કુન્જોમાં મૃદુ સ્વર સુણાવી લઇ જતો,
છબીલી કો ગાતી સરિતતટ પાતો ઉરસુધા.

ઉન્ડતી સન્ધ્યામાં, વિમળ શશિરેખાઉદયમાં,
જતાં પેલાં શૃંગે-શિખિર પ્રભુને-સ્નેહભુવને,
તળેટી લીલીના રસભર ઉછંગે રમણમાં
થકાવી, દોડાવી, ઘડી ઘડી રીસાવી પ્રિયતમા.

ઉઘાડા આકાશે કર ગ્રહી કદાપિ લઇ જતો,
સુલજ્જાળુ બાળા સહજ લટકી હસ્ત હીંચતી;
અને જો એવામાં પ્રિય મધુરતાનો પથરવટ
કરોમાં સકેલી, નયન વિકસેલે પ્રીતિ ઝરી

મુખેન્દુશોભામાં-વિલસિત તને-નેત્રસરમાં,
ઊંડી પ્રેમોર્મિમાં પુલકિત ઉરે જો ઠરવતો,
સુંવાળા રોમાંચે ઠરતું તન સંકોચિત કરે,
અને તન્વગી'તે શશીકિરણ શી દેહ નચવે.

પતિ કેરા સ્નેહે પ્રણયસુખિની મસ્ત ઝૂલતી,
સખીમાં–સર્વેમાં મદભર હસેતા ભભૂકતી;
પરાયાં–પ્યારાંમાં પણ સમ છરેલી છબીલતા,
ઉછાળેલા પાદે જગત ભરતી પ્રેમઉડણે.

દિનાન્તે આઘા કો વનથી ઘણુ આવ્યા સમયમાં
વળું જ્યહારે પાછો શ્રમિત વદને હું ધસમસ્યો
રૂપાળા કોડીલા પ્રીતિસુખ તણા નિત્ય સદન
અલિબન્દું વ્હેલી મુજ હૃદયદેવી ઉંમરમાં.

પછી મીઠી વાતો અવનવી કહે પ્રેમગીતમાં,
હસાવે, ખેલાવે, સ્મિતહરણુ ચિન્તા પરી કરે;
પ્રભુપૂજા જેવી, ગૃહ અખિલમાં સૌરભ વહી,
ભરી આત્મન્, પ્રેરે અમૃતકણિકા સ્વર્ગતટમાં.

રસાળી રૂપાળી કુસુમકલિકા સ્નેહજલની,
નભાબ્રો શા વિશ્વે અચલ સુહૃદાથી અમીલતા;
લઈ દીક્ષા મોંઘી રસપથ વિષે રમ્ય રમતીઃ
સૂતી સૌ સંકેલી સ્થિર ગભીર શાન્તિપટ પરે.

પ્રિયે! શું તું તે છે હસતી રમતી મુગ્ધ તરુણી ?
કહે શાને ત્યહારે નથી કર હવે તું પ્રસરતી ?
અને તે લજ્જાળુ નયન વીંધતી ઊંચી દૃગથી
કરોને દાબીને મુજ હૃદયઊંડાણુ નિરખે ?

કૃષાંગી! ત્હારી તે કનકતનુ કેરી કુસુમતા
રસોર્મિના વ્હેળામાં ગઈ, ગઈ રતિના પૂર વિશે;

ભરેલાં છે આ તો અવયવ મધુરી ! જીવનથી,
અમૂલાં પ્રાણોથી, અમી સમ અલૌકિક રસથી

હતું ત્હારામા જે ઉદયસમયે તેજ ઝીણું શું,
પ્રિયે ! ત્હેની આજે સ્મિતમય સુરેખા વધી પડી,
હવે તો ગેબી કો ગૂઢ જલઝગારે ઝળહળે,
અને આશા જેવા દ્યુતિ સ્ફુરણથી દૃષ્ટિ ઠરવે !

હતી બાલા કાલે, તનયવતી માતા ઘડી પછી !
પ્રભો ! તું યે ન્યારો, તુજ નિયમ ન્યારા તુજ થકી !
રમન્તી બાળા તે રમણ તનના જોય મીટમા !
ઉભેલો પાસે ત્ય્હા પતિ પણ હસે કો મશ વિના !

–અરે ! શાને મ્હારા પલક પલકે હોઠ ગભીરા ?
હસે ના હોઠો તો સ્મિતઉદય શો ગાલપટમા ?
વળી આંખોનું શું ઘડી ઘડી સખી નિર્ખી નમવુ ?
પ્રફુલ્લે આત્મન્ શો અગણિત ફૂટી પાખડી કુળી ?

રહે શાન્તિમા તુ કુલમણિ તણા આશ્રયઝરા !
રુપાળી બાળૂડી પ્રણયવતી નિર્દોષ પ્રતિમા
સુશોભાળા પેલા જીવનપગથારે પ્રગટતી
ચિરાયુ તું પામો ! પ્રણયકલિના રક્ષકઝરણ !

ખીલેલા ગાલની જ્યોત્સ્ના ધીરેથી પતિ ચુમતો,
અને ઊંડા ઉરે મીઠા પ્રેમના ગાન ગુંજતો !

(૬૭)

## સરોવર

૧

નરી સરલતા કોણ પૂજશે?
નથી તેજ, નથી તરંગઃ
શાન્ત, વિમલ, વિરલ, રમ્યઃ
તુજ મુખ શું ભર્યું સૌમ્ય, મુજ લાડિલી!

૨

અલૌકિક નીલ પટ સન્ધ્યા લઇને
પ્રશાન્ત નિદ્રિત બાલ પ્રભાત
અન્તરિક્ષના રંગ ધરી સૂતું
તુજ નયન સમા જલહૃદયે, મુજ લાડિલી!

૩

એ સુન્દરતા કોણ નિરખશે?
કોણ સ્હમજશે? કોણ સુહવશે?
કોણ નીર ચંચુ ત્ય્હાં ભરશે?
–અનિમિષ, અકલ, ગહન સૌન્દર્યઃ
તુજ નયનમાં ઊંડું શોભતા આત્મન્ સમું, મુજ લાડિલી!

૪

વિશાલ નભ વીંધતા ગરુડ ઉડશે,
પ્રભા વિદ્યુતા દિગન્ત ઘન ઘૂમશે;
સઉ શમશે, સઉ શમશે, ઉતરશે,
તુજ હૃદય સમા સરવર પર, મુજ લાડિલી!

૫

મુજ કુંજ પેલી જો' ઝૂને,
પ્રભુના દીધા કંઇ સુખ ફૂલે,
મ્હારા–ત્હારા ઠંઇ કંઇ કુસુમ મધુરા ખીલે
સખિ! તુજ હૃદયજલ ત્હાં અમલ સીંચી શોભજે,
મુજ લાડિલી!

---

## મણિમય સેંથી

૧

જગ! ગજવજે ઘોર ગીતડા
ઘડી નચવજે કાન્ત ચિત્તડા
નમેરી છાયાનો વિકટ તુજ ઘેરો ઘટ થશે,
તથાપિ જ્યોત્સ્નાનો મણિમય પ્રીતિપન્થ દીપશે

૨

ભલે પ્રિયે! તો અનિલો ધૂમે, અને
ઘેરી સખી! વાદળિયો વીંટે ત્હને,
કઠોર ના માનવ દૃષ્ટિ નાખશે,
સૌન્દર્યરેખા પ્રણયાર્દ્ર આખશે

૩

ચુમ્બે પેલા શ્યામ સિન્ધુતરંગો
આછા જેવા પાતળા મેઘરંગો,
પ્રહ્વાડો એ સન્ધિકામા રમે છે,
વ્હાલી! એવી તુજ રસદ્યુતિ પ્રેમમા આથમે છે.

૪

ભલે પ્રિયે ! તો ઘડી સૌમ્ય ઝાંખશું,
રસેન્દુનું અન્તર સ્થાન રાખશું;
અતાવજે ઉજ્જ્વળ પાટ પાથરી
પ્રાણેશ્વરી ! સૈથી તું દિવ્યતાભરી.

૫

આછા પેલા શ્યામ અબ્ધિતરંગે
વ્હાલી ! ત્હારી મૂર્તિ જો ! મેઘ રંગે;
વિશ્રાન્તમાં ગીત શાં ઘોર ગાજે !
વ્હાલી ! ત્ય્હાં યે પ્રણયરસીલી આત્મજ્યોતિ વિરાજે.

૬

જગત ! ગીત ત્હારાં ગજવજે
કદિ વિમલ આત્મા લજવજે
ઉંડાં અન્ધારાંનો વિકટ ઘટ ઘેરો ય મટશે,
ચળાતી જ્યોત્સ્નાનો મણિમય પ્રીતિપન્થ દીપશે.

---

## ક્ષિતિજની પાળે

ચાંદલિયો ન ઉગ્યો, ઉગ્યો–ર્‌હો યે ના ઉગ્યો !
તારલિયો ન દીઠા, દીઠા–ર્‌હો યે ના દીઠા.

ગગનગુફા આડા પડદા પડેલા,
નયનમહેલે એહ પૂગ્યો–ના પૂગ્યો·
આઘે–ક્ષિતિજની પાળે ઉગ્યો–ર્‌હો યે ના ઉગ્યો.

પરમ પ્રકાશની પાંખ પ્રસારી
જગતઝરુખે એહ ઝગ્યો–ના ઝગ્યો:
આઘે–ક્ષિતિજની પાળે ઉગ્યો–ર્‌હો યે ના ઉગ્યો.

પૂર્વેનું પોપચું ઉઘડ્યું–ન ઉઘડ્યું;
અમૃતની કીકી સમે આથમ્યો મીઠા.
આઘે–ક્ષિતિજની પાળે દીઠા–ર્‌હો યે ના દીઠા.

ઉતરી અદ્ધરમાંથી ઝાલર મેઘની·
અન્ધાર અડકવે એને અજીઠો કીધો:
આઘે–ક્ષિતિજની પાળે દીઠા–ર્‌હો યે ના દીઠા.

## ચન્દ્રિકાનેઃ—

લઇ જાજે રે લઇ જાજે
દીપતે આંગલ દેશ
અભિનન્દન વ્હાલી ! ચન્દ્રિકે ! લઇ જાજે.

શીળી ! વાજે રે શીળી ! વાજે,
સ્વર્ગીય સ્ફુરીને ઉજેશ
મંગલ સ્મિતનાં ઓવારણાં, શીળી ! વાજે.

બ્હેની ! આજે રે બ્હેની ! આજે
શામળી શી ભૂરાશ
છાતી ત્હને તે યે હાસશે, બ્હેની ! આજે.

જતાં છાજે રે જતાં છાજે
કાળા નિધિને વિકાસ
ઉજ્વલ તુજ રસચુંદડી, જતાં છાજે.

મીઠી ! ગાજે રે મીઠી ! ગાજે
ઉંડાં પ્રભુતાનાં ગાન
રૂપલા વિણ્રુ રૂપલા વેણુમાં, મીઠી ! ગાજે.

આલી ! પાજે રે આલી ! પાજે
ત્હારૂં અમૃતપાન
વિજયાકુમારીને સર્વદા, આલી ! પાજે.

૧૮૯૭

—※◆□◆※—

# ક્ષિતિજની પાળે

ચાદલિયો ન ઉગ્યો, ઉગ્યો—ન્હો યે ના ઉગ્યો !
તારલિયો ન દીઠો, દીઠો—ન્હો યે ના દીઠો.

ગગનગુફા આડા પડદા પડેલા,
નયનમહેલે એહ પૂગ્યો—ના પૂગ્યો
આઘે—ક્ષિતિજની પાળે ઉગ્યો—ન્હો યે ના ઉગ્યો.

પરમ પ્રકાશની પાખ પ્રસારી
જગતઝરુખે એહ ઝગ્યો—ના ઝગ્યો·
આઘે—ક્ષિતિજની પાળે ઉગ્યો—ન્હો યે ના ઉગ્યો

પૂર્વનુ પોપચુ ઉઘડ્યુ—ન ઉઘડ્યુ,
અમૃતની કીકી સમે આથમ્યો મીઠો
આઘે—ક્ષિતિજની પાળે દીઠો—ન્હો યે ના દીઠો

ઉતરી અદ્ધરમાથી ઝાલર મેઘની
અન્ધાર અડકવે એને અણીઠો કીધો
આઘે—ક્ષિતિજની પાળે દીઠો—ન્હો યે ના દીઠો.

ગગનના કણુગા સમ તે વિશે
વિપવતા જલધિજલ હા! ધસે.
સાગર ઉપર વિ. વિ.

ભૂમિ ભરી નિજ છાંય પ્રસારતા
અમ શિરે ગિરિરાજ વિરાજતા;
અખૂટ અન્તર એનું ઉઘાડજો,
હિમ હિમાલયના ય નિવારજો;
હૃદય સમ સુધાતુ તણા રૂડા
નિરખશે રિધસંગ્રહ ત્યહાં વડા.
લઈ શિલાગણુ તે ગિરિરાજના
રચવજો નૃપ! સેતુ જ વજ્રના.
સાગર ઉપર વિ. વિ.

૪

મહાન ગઢ ગિરિ તણા ગયે શું જશે રક્ષણા?
પ્રસિદ્ધ હિન્દની પુરાણુ, કહો છો, ભુસાશે સીમા?
નથી બુરજ શૈલના અજીત કો રહ્યા, રાજવી!
અગણ્ય નિર્મી જીરણુ સીમા સર્વની તો જવી.

વિશાલ ઉરના અનેક સદ્ભાવથી ઓપતું
પ્રતાપવન્તુ બ્રિટન નથી કાંગરે શોભતું.

રસાલ અમ ભાવની લતા પણુ લલિત કોમળી,
સીંચો અમી, દઇ પટો પરમ કેળવો નિર્મળીઃ

અખંડ પછી રોપજો વિરલ ભાંડુભાવે ભરી
અમારી ઉરવાડીમાં ત્હમારા વિનિત કેસરી.
સાગર ઉપર વિ. વિ.

૫

જનહિત વ્રતદંડ નિત્ય ધારી.
ગિરિશિખરે વસી દેવની સવારી;
હિમગિરિ પડતાં ય નાન્હી તે
સુરસમુદાય જતો રહે કદી ચે.
સાગર ઉપર વિ. વિ.

સકલ પૃથિવિખંડ તો નમેલા,
હિમગિરિ એક દિગન્તમાં ન્હડેલા;
ગિરિવર ગણી સ્વર્ગના પડોશી
સુરગણુ રાજ! થયા છ શૃંગવાસી

લઈ સહુ ગિરિરિદ્ધિએ અથાગ
અવિચલ સેતુથી જોડી રાજ્યભાગ
મહી પરમ ઉદાર મન્ત્રધારો,
પછી તવ દેવ તજે ન રાજ્યઆરો.
સાગર ઉપર વિ વિ.

ધરી ધરી મનુદેહ કીધી ક્રીડા,
હરી હરિદાસ તણી અનેક વ્રીડા,
અમ સહુ ગૂંથી એમ સ્નેહમાલા,
ક્રૂર થઇ દેવ શું તોડશો રસાલા?

દઈ નિજ રવ ગેબી ગુંજનાનો
ઋષિજનને ગવરાવી શાશ્વતાનો;
નહિ, એ નહિ આદિ ભક્ત કેરા
કુલજનને કદિ દેવ ત્યાગનારા.

અમ સહુ ભુવનો ય ઉજ્જ્વળીશું,
હૃદય વળી પ્રભુતાથી નિર્મળીશું:
પછી અમ ઉર, ધામ, રાજ્ય, દેશે,
પ્રિયકર દેવ અખંડ વાસ રહેશે.

સાગર ઉપર વિ. વિ.

૬

અનેક ચિન્તા વસે મુગટમાં, કરો ક્યાં વધુ?
શિલાકણો પણ તરે જલધિ માંહિ, શાસ્ત્રે કહ્યું.
નહ્યા અસુર છેદવા, સુરો સ્થાપવા રામજી–
શું રાજસ્મૃતિ વિસ્મરી?–શિલાપાજ દેવે સજી.

ધરો વ્રત અખંડ ભૂમિથી દાનવો વેડવા,
અને પ્રજામન્દિરે પ્રભુને સદા તેડવા,
મૂકો 'સુદર્શન' નીચે, ઉપર 'રામજી' કોતરો,
વિશાલ જલધિજલે શિલાસેતુને આદરો.

છૂટાં પ્રજાખંડ સૌ વિરલ સેતુ તે ગૂંથશે,
ગૂંથાઈ બીજી સૂર્યમાળ સમ વિશ્વમાં શોભશે.
વધાવશું ઉરફૂલે, અરપશું અમોલા હવિ,
પ્રજા સકલ ભાખશું પરમ આશિષો, રાજવી!

સાગર ઉપર વિ. વિ.

## વીરાંગના

સખિ ! મ્હારા વીરના ગઢો જો ! ઉંડા આકાશમા રે,
સખિ ! મ્હારા પાલવની કોર શેષ સાથે છે જો,
સખિ ! મ્હારી આંખડીમા કોટિ કોટિ ભાનુ તપે રે,
સખિ ! મ્હારી નણુદલનો વીર મ્હારે માથે છે જો,
રસે ભરી રાજબાળ, ત્હો ય હું તો વીરાંગના રે

સખિ ! મ્હારા ઓઢણાની ભાત કાંઈ યમની ગૂંથી રે,
સખિ ! મ્હારી છાયડીમાં ઝેર લીલુ છાજે છે જો,
સખિ ! મ્હારી કાન્તિમા જો! જોગણીના ખપ્પર ઝીલે રે,
સખિ ! મ્હારા કંકણોમા પ્રલયગીત ગાજે છે જો
રસે ભરી રાજબાળ, ત્હો ય હું તો વીરાંગના રે

સખિ ! મ્હારા નાથની સમશેર કાંઈ ઝૂલે-ઝૂલે રે,
સખિ ! મ્હારી તેજીલી કટાર તેજ પીએ છે જો,
સખિ ! મ્હારા વીરના સામન્ત મ્હેલે રુમે ઝૂમે રે,
સખિ ! મ્હારી સહિયરના શસ્ત્ર હીંચ લીયે છે જો
રસે ભરી રાજબાળ, ત્હો ય હું તો વીરાંગના રે

—:o:—

## અમારા સ્નેહ

માતાને હૈયે અમે ઝૂલતા ને લાડતા;
માતાનાં લોચનોમાં હેત હસીહસી જતાં;
ત્હો યે અમારાં ભાગ્ય ઓછાં રે,
સ્નેહ કર્યો નયના મોતી શું:
ફૂટ્યું મોતી ને રજ વિખરાણી રે,
ઉડી સ્નેહ અમારો સૂનો મૂકી.

ગભરૂ ભાઈ અમારા ખીલતા હતા;
મીઠે મુખડેથી અમી ઢળતાં હતાં;
ત્હો યે ભાગ્ય અમારાં અધૂરાં રે,
કર્યો સ્નેહ વનફૂલની ફોરમે:
ગઈ ફોરમ, ફૂલ કરમાણું રે,
ખર્યાં સ્નેહ અમારો સૂનો મૂકી.

ગીત નિર્મળું બ્હેન ગાતાં હતાં;
મૃદુ હલકે જીવનને જગાડતાં;
પણ ભાગ્ય અમારાં આછેરા રે,
કર્યો સ્નેહ કોકિલના ગાનનો.
શમ્યું ગાન, ન કાંઈ સહમજાણું રે,
શમી કોકિલ દૂરની ગુફા વિશે.

પ્રિયબાલે વિલાસકલા હતી;
કંઈ અદ્ભુત જ્યોતિ ઝળકાવતી;
પણ ભાગ્ય અમારાં ભૂલેલાં રે,
કર્યો સ્નેહ ગગનના ચન્દ્રનો:

ચયો અસ્ત ઊંડા અન્ધકારે રે,
ડુબ્યો ચન્દ્ર અને ડુબી ચન્દ્રિકા.

એક વેળા હતી એક આંખડી,
સુકુમાર પ્રભા સ્વર્ગ દાખતી;
પણ ભાગ્ય અમારાં અળીઠાં રે,
કર્યો સ્નેહ સૌન્દર્યની આશમાંઃ
ફૂટી કીકી, નયન ઝંખવાણું રે,
આંજી લઈ લઈ રજ સંસારની.

હતાં હેત ને હાસ્ય મનોહરાં;
હતાં શોભા સોહાગ સુલક્ષણા;
પણ ભાગ્ય અમારાં નમેલાં રે,
પીધી બાલપણે મદમોહિનીઃ
મટ્યો મોહ ને પ્રગટ્યો પ્રકાશ રે,
પ્રગટ્યો સ્નેહ ત્હારી સખિ ! સત્સંગતે.

—⊰•◻•⊱—

## ચૈત્ર શુદ ત્રીજ

૧

વ્હાલાં ! હતો દિવસ એક વસન્ત કેરો;
કાળે ભરેલ નભ તે દિવસે સુહાતું;
અન્ધારઆંજી ઘનરાત્રિ ચ શોભતી'તીઃ
એવો સુહન્ત દિન એક હતો વસન્તે.

તેજસ્વિની જગતની હતી કુંજ ત્ય્હારે,
તે તેજમાં અતુલ તેજ બીજાં પૂરાતાં;
આનન્દકાન્ત હતું બ્રહ્મભરેલ વિશ્વઃ
એવો હતો દિન મનોગમ એક વેળા.

સન્ધ્યા ચૂમે વિમલહાસિની ચન્દ્રિકાને,
ખેલે વિહાર સખીઓ રસનાં વનોમાં;
સોમાર્કશુદ્ધ પ્રિય મંજરીનું મધુ પી
ડોલન્ત દિવ્ય સુકુમાર અનિલ આવે;

ને મેઘશીતલ પ્રભાતપ્રભા પ્રભાતે
સંજીવિનીની છલકે જગને જગાડેઃ
એવો વસન્તવપુ સંજીવને ભરેલો
વ્હાલાં ! હતો દિવસ આગળ એક વેળા.

હા ! મૃત્યુક્લાન્ત હતી આપણી કુંજ ત્ય્હારે,
ત્ય્હારે ભરી નયન આ વસુધા ભીંજાવી;
દીઠું અગાધ તમ તેજ વિશે તરન્તુ;
ને અન્ધકાર મહિં ચંચૂ ભરી પીધો તે.

હર્ષે હસાવી અલકાપુરીના મહેલો,
શોકે ભરે મનુજની મઢીઓ ગરીબ,
એ અટ્ટહાસ્ય શિવજીનું સુહાય, એવો
હા! એકદા દિવસ એક હતો વસન્તે.

૨

એવો હતો દિવસ એક વસન્ત કેરો,
એવી હતી વિધુવિહોણી વસન્તરાત્રિ
ઊડી પડેલ તમછાયડી વિશ્વ ઘેરી,
તારાપ્રભા વહી ભરે નીર દેવચક્ષુ.

એ વેળ વ્યોમ વિહર્યાં કંઈ તેજવાયુ,
એ વેળ વ્યોમ સુવિશાલ વિકાસ પામ્યું,
અન્ધારહાસ્ય હમી રાત્રિ ફૂળી નભોમા,
ને તેજસાગર તરન્તું સ્હવાર આવ્યું

સૌહાર્દસ્નિગ્ધ જલવાદળીઓ બિછાવી
છાયો હતો ગગનપન્થ અનન્તતાનો,
રેલી અલૌકિક પ્રભાતપ્રભા પ્રભુની
વાતા હતા સુભગ નન્દનના સમીરો.

વ્હાલા! અલૌકિક હતો દિન એક એવો
વેણુવિહાર વિભુદ્વાર વસન્ત એ વે,
ને ગૌર મેઘ રજ ગારી જગત્ ભીંજવે
સ્વર્ગસ્થ તેજ નયને ન ઝીલ્યાં ઝીલાય.

તે તેજ પી પ્રકૃતિ ત્હ્યાં અનિમેષ ઊભી,
ખુલ્લાં રહ્યાં ગહન શાં નયનો વિકાસ્યાં;
કંઈ ભાવમુગ્ધ વન સોહતું નેત્ર ઢાળી,
ને શોકઘેરી હતી આંખડી સૂર્ય કેરી.

વાત્સલ્ય શી વિભુ પ્રભા પ્રગટી પ્રભુની,
ઊંડા અલૌકિક પ્રકાશતું ગૂઢ ભાવો,
હા ! એકદા પ્રિય ! પ્રશાન્ત વસન્તકાલે
કાલોર્મિ શું હતું પ્રભાત અનેરું એવું.

—⁂—

## એક વ્યર્થ યાચના

'પ્રભો ! ભક્ત થવા પરમ ભાવ છે;
પ્રભો ! સાધુ થવા પરમ યત્ન છે;
પણ, પુણ્યાત્માની મણિપાંખો શાં,
સાધુતા ભક્તિ વિહૂર કાં ઉડતાં હશે ?

'પ્રભો ! સાધુતાને ઉન્નતિશૃંગ માનું છું;
પ્રભો ! ભક્તિવિધાનમાં શ્રદ્ધાશીલ છું;
પણ, ઝગકન્તાં વ્યોમશિખર સમાં,
સાધુતા ભક્તિ વિહૂર કાં ઝગતાં હશે ?"

તરુપલ્લવમાંથી દીન સ્વર આવતા હતા;
પ્રભુએ તે સાંભળ્યા, સ્વીકાર કર્યા.
અદૃશ્ય સાગરઘોષ સમો ઉત્તર થયો,
જલસ્વરછ પરાગસ્ફુરણ શા શબ્દ સંભળાયાઃ-

'પુત્ર ! મધુરા માનવજીવનના
વિશ્વરથ ને સ્વર્ગરથ, કિરણઅન્ત શા,
દ્વિગુણ સમ્બન્ધન છે.
દ્વિગુણ ઉન્નતિ વિના ઉન્નતિ નથી.

'પુત્ર ! મનુષ્ય પૃથ્વીવાસી છે,
પુત્ર ! મનુષ્ય દેવભૂમિનો છે;
દ્વિગુણ સંબન્ધનની વિશુદ્ધિ વિના
એક તત્ત્વના વિકાસ વ્યર્થ છે.

'પુત્ર ! ઉભય સમ્બન્ધનના સમભાવમાં
અદ્દોદિત પ્રફુલ્લતા છે.
પુત્ર ! નીતિ વિના ઉન્નતિ નથીઃ
નીતિજીવનમાંથી પ્રભુજીવન ખીલવજે.'

'પ્રભો ! મ્હારે સૃષ્ટિશુદ્ધ થવું છે,
સૃષ્ટિવિશુદ્ધિમાંથી સ્વર્ગશુદ્ધિ
પ્રભો ! મ્હારે ઊગવવી છે.
પ્રભો ! મ્હને શુદ્ધિવિધાન કરાવો."

ગગન શાન્ત હતું, પવન સ્થિર હતો·
વિશ્વશાન્તિમાં આર્ત રવ ડૂબી ગયા.
નીતિસ્વાતંત્ર્યના પાયા ઉચ્છેદવા
નીતિબલની યાચના પ્રભુએ ન સ્વીકારી.

નયન કાં ફરકાવે, બાલક?
આત્મામાં ' અશાન્તિ કાં ભરે?

નીતિબલ ત્હારાં પગલાંમાં છે,
વીણુ અને મૂક મુગટમાં.

નીતિમન્ત્ર આત્મા ઉપર કોરેલો છે,
ઉકેલ અને આચરઃ
મહાસત્સંગને સારવ,
ને નીતિબલ નિચોવી પી જા.
સદિચ્છાના દૃઢાગ્રહ વિશુદ્ધિ ઉછેરશે.

—※•◘•※—

### કાલ

વીરા! જો ને આવ્યા રે સન્દેશા દૂર-દૂરના રે,
વનવનમાં ફૂટી વસન્તની કલ્લ્હાર:
પરિમળ પીને ડોલે રે ઘટાકિરીટ શી મંજરી રે,
ફૂલડાં વીર! જઈ વીણુશું કાલ સ્હવાર:
સૂના સૂના આજે રે વીરા! વનના માંડવા રે.

× × ×

વીરા! જો ને આવ્યા રે સન્દેશા દૂર-દૂરના રે,
વનવનમાં ફૂટી વસન્તની કલ્લ્હાર'
પ્રીતમજીના આવે રે પરિમલરવ પ્રભુધામના રે,
'ફૂલડાં પ્રિય! જઇ વીણુશું કાલ સ્હવાર;'
સૂના સૂના આજે રે વીરા! વનના માંડવા રે;
અધૂરા અધૂરા લાગે રે વીર! વિલાસ વસન્તના રે.

—※•◘•※—

## શ્વેતામ્બરી સન્યાસિની

રાત્રિ વેરણ થાય, ચન્દા બ્હેની ! રાત્રિ વેરણ થાય
પ્રેમ ઢળી ઢળી જાય, ચન્દા બ્હેની ! રાત્રિ વેરણ થાય

ભર નિદ્રામા જડવત વિશ્વે મ્હાલે ઝગમગ રાત,
શૂન્ય ગભીર રાત્રિનુ અન્તર સુણશે દુ ખીની વાત ?
ચન્દા બ્હેની ! રાત્રિ વેરણ થાય.

વરસી રહ્યા છે બ્હેન ! તુજ શીતળ કર ઉષ્ણ હૃદયપર આજ,
ચીરાતું તો ચીરી દેખાડત હૃદય વસેલા સિરતાજ
ચન્દા બ્હેની ! રાત્રિ વેરણ થાય

આમલીઓની ભૂતાવલિમાના શિવના પૂજારી શ્યામ,
ક્ષીરી નદીને તીરે ઋષિઆશ્રમમા પ્રીતમપ્રાણના વિશ્રામ
ચન્દા બ્હેની ! રાત્રિ વેરણ થાયઁ

આછા વાદળમા રમતી રમતી જગપર વિલસતી બ્હેન !
કદી મુજ નાથને અરણ્યમા પેખે કહેજે પિયુને અહિના ચેન
ચન્દા બ્હેની ! રાત્રિ વેરણ થાય

કયા થકી ગૂથલી ! કયા જઇ વિખરી ! પ્રીતમજીની વરમાળ !
ઉડતા તરગ અદૃશ્ય થયા, હવે જાશે સરિત પાતાળ
ચન્દા બ્હેની ! રાત્રિ વેરણ થાય

ઉજળા ત્હારા રમ્ય સ્થાનથી વિરુપ બનેલો વન મ્હાય
પ્રેમઘેલડા પ્રાણ પેખે તો વાધજે બ્હેન ! વાળી આવ્ય,
ચન્દા બ્હેની ! રાત્રિ વેરણ થાય

રમણીય રમતી બ્હેન સરિતના તટ પર ખીલીનું ઝાડ;
ખાણુ અપૂજ કે પૂજતી બેઠી શ્વેત સંન્યાસિની આ બાળ:
ચન્દા બ્હેની ! રાત્રિ વેરણ થાય.

દૂર-દૂરે ક્યહાંક મેહુલો ગર્જશે, નદીઓમાં આવશે પૂર:
શૂન્ય સંન્યાસિની આ જડવત બેસશે, રસસૂકું તરછોડ્યું ઉર:
ચન્દા બ્હેની ! રાત્રિ વેરણ થાય.

મરુ દેશના રેતાળ રણમાં કે અર્બુદવનવૃન્દ મ્હાંય,
ધગતા બપોરે, વાદળિયા પ્હરોઢે, કોમળી દેહ ભટકાય:
ચન્દા બ્હેની ! રાત્રિ વેરણ થાય.

અનન્ત વિશ્વમાં કરતાં રમણ ત્હારે નવલખ તારિકાનો સાથ;
દિગન્તે જાતાં બ્હેનો ! પ્રેમે સ્હડાવજો મોંઘો અલબેલો
મ્હારો નાથ: ચન્દા બ્હેની ! રાત્રિ વેરણ થાય.

ક્ષિતિજ ઊપરની ઈશ્વરી આંખ જેવી ઉજળી સલૂણી
મ્હારી બ્હેન !
આવ, આવ, શીદ સંતા? લજ્જાળુ ! સુખદુઃખની વાતે
ભરીએ નેન: ચન્દા બ્હેની ! રાત્રિ વેરણ થાય.

પેલી રમન્તી બાલા બોલકણીને તટે વૃક્ષે છાયેલી
ઊંડી ખીણુ;
ત્હેણે તેડી મ્હારી લજ્જાળુ શાણી સખી: જગધિએ ઉંડે
નિરાશાફીણ: ચન્દા બ્હેની ! રાત્રિ વેરણ થાય.

તરછોડી વ્હાલી વ્હાલે, છોડી સખીએ સખી, ઇશ્વરે
ભૂલ્યો ઉગતું બાળ;
રડતાંના રુદને ધોળું જગતે પડ્યું શામળું; કઠણુ વિધિના
કર કરાળઃ ચન્દા વ્હેની! રાત્રિ વેરણુ થાય.

જા જા, વ્હેની! એમ શું તરછોડે? કે કદી શોધે
વ્હાલો નાથ?
વાળજે પાછો પ્રેમનિરાશ સંન્યાસી ભિક્ષા લેવાને પ્રિયને
હાથઃ ચન્દા વ્હેની! રાત્રિ વેરણુ થાય.

અણુજાણ્યા, ઉરભોગી, અરણ્યમાં વસનના અભિલાષી શ્યામ!
પ્રેમી જનોના પ્રેમ પોષવા વળજે વ્હાલાંને વિશ્રામઃ
ચન્દા વ્હેની! રાત્રિ વેરણુ થાય.

સરસ્વતીને સામે તીરે ભીડભંજન હનુમાન;
ત્હાંની શ્વેતામ્બરી સંન્યાસિનીને મળજે, ભગવા ભગવાન!
ચન્દા વ્હેની! રાત્રિ વેરણુ થાય.

લીલુડાં બીલીવૃન્દે સંતાયેલું ભૂખરું શિવનું ધામ;
વિશ્વ તણુા તે શાન્ત એકાન્તે મળજે સંન્યાસિનીને, શ્યામ!
ચન્દા વ્હેની! રાત્રિ વેરણુ થાય.

આવું શું બોલે મ્હારા નિર્દય નાવલા! ભાગેલી ત્હારી
નિર્બળ નાર?
હૃદયમાં પાક્યાં ઊંડા અશ્રુની માલા કેરો પ્રેમાભિષેક દે,
ભરથાર! ચન્દા વ્હેની! રાત્રિ વેરણુ થાય.

—✻◦□◦✻—

## પુનરુદ્ધાર

દુર્ભગ બાલે! સુભગા થઈ તું: હૃદય! તું કયમ ધડકે છે?
પ્રેમની અન્તર્માળ આરોપી હા તે વ્હાલા તે છે.

* * * *

નિર્દય જગની કઠોરતાની ભોગ થયેલી, બાલે!
નિર્થક નિર્જીવતા ઉદ્ધારી કોમલ મનના વ્હાલે.

* * * *

સાવધ જગનાં અગણિત નયને જેમાં કાંઇ ન દીઠું,
તછોડેલી નિર્થકતામાં વ્હાલા! છે શું મીઠું?

* * * *

ઉજળા વિશ્વના અન્ધ એકાન્તે પ્રજળતી પ્રાણ બિચારી
મનના માન્યા પ્રીતમજીએ જીવન દઈ ઉદ્ધારી.

* * * *

, સહૃદય વ્હાલા! પ્રેમળ પ્રિયતમ! મુજમાં દીઠું શું એવું?
ઉત્સાહી તુજ તરુણ જીવનનું મૃતને તર્પણ કેવું?

* * * *

પ્રેમામૃત તુજ છાંટી પ્રિય હે! સજીવ હૃદય જે કીધુ,
જીવન તે હે પ્રિય ઉદ્ધારક! તુજ પદ નિશ્ચલ દીધું.
દીનોદ્ધારક! હે દીનપાલક! દીનવત્સલ જગદીશ!
પ્રેમજીવન પ્રિય આ ભવ દીધું દેજો તે દિનનીશ.

# પારણુ

પારણિયાં સૂનાં–સૂનાં કંઈ મ્હારા બાલના.

આછેરી આછેરી ઉડી રહી ચન્દનચાંદની,
મ્હારે ભુવન ભુવન અજવાળાં આછાં વાય;
ફૂલમાં તારલિયા પગલીઓ મધુરી પાડતા,
મ્હારાં નયનનયનમાં અમીઅંજન અંજાયઃ
પારણિયાં પણ સૂનાં–સૂનાં મ્હારા બાલનાં.

કુમળાં પ્રભાતનાં તેજે વનવન અજવાળિયાં,
મ્હારે આંગણિયે પૂરાયો મધુર ઉજાસ;
મીઠડી કોયલડી કાલુ કાલુ કંઈ બોલતી,
મ્હારે અન્તર ઉપડે પ્રતિકલરવનાં હાસ·
પારણિયાં પણ સૂનાં–સૂનાં મ્હારા બાલનાં.

આવે ગાતા રમતા મરુતબાલ પશ્ચિમના,
પ્રભુના આશીર્વચનો સૂને ઝૂલે ઢોળાય;
રમતી સખીકુલે પ્રભુનાં ગીત ગાતી, બાલુડા!
મ્હારાં નયનો ભરતી ક્ય્હાં તુજ કાન્તિ સુહાય?
સખિ! જઈ દૂર રમાડે કા તે પ્રભુની માધુરી?
પારણિયાં સૂનાં—
સખિ! જો અયિ! મોંઘા પારણિયાં સૂનાં કંઈ
આપણા બાલનાં.

## અવસાનવેળા

પ્રત્યાઘાતો વિષમ તમના સર્વથા ગાજતા 'તા,
તારાઓની દ્યુતિ વિરમતી આભના આંગણાંમાં;
શાન્તિ ક્રશ સુખદુખ ભર્યાં તન્તુ ડોલાવતું કો
ઓચિન્તું ત્ય્હાં કરુણ રડવું વિસ્તર્યું શોકલીનઃ

"નહીં પાછાં શું આ જગતપટમાં પ્રાણ! મળિયે?
નહીં દુઃખો, વ્હાલા! સુખદ કરીને વ્હેંચી લઇએ?
નહીં કો દી, પ્રીતમ! કદિય નહીં? આખા ભવ વિષે?
કહો શે રૂહેવાશે તમ વિણ હુંથી, હા! પ્રિય સખે!

"અહા વ્હાલા! ત્હારી સુખરૂપ મધુ સ્નેહસુરભિ!
ઝીણાં કર્તવ્યોમાં પ્રિય! તુજ રૂપાળી પ્રીતમતા!
રસીલા ગામ્ભીર્યે હૃદયરસ કેરી સરળતા!
અરે! શે રૂહેવાશે પ્રિય! તુજ વિનાના જગતમાં?

"કરી મીઠી વાતો લીધી સુખકરે દુઃખથી મ્હને,
હસીને બોલાવી જીવન તણી દેવી કહી ત્હમે;
અમીદૃષ્ટે જોયું, હૃદય મુજ ઠાર્યું, પ્રીતમજી!
નહીં પાછું એવું હૃદય પ્રિય! ઠારો? નહિં કદિ ય?

"નહીં રૂહેવાનું શું કદિ ય સુભગા મંગલમયી?
ત્હમે પ્હેરાવ્યા તે પ્રણયશણગારો દૂર કરીઃ–
ત્હમારાં રોપેલાં અલકલટમાંનાં કુસુમ સૌ,
પરોવ્યું વ્હાલા! ત્હેં મધુર ગુલ.ચોળીની ઝૂલમાં,

ગૂથીને માળા જે ઉર પર અભિપ્રેક્ષી ઢળતી,
રૂડી સૌભાગ્યેચ્છા તુજ નયનને રમ્ય ગમતી
સખે! ચિહ્નો ત્હારાં અનુપમ હવે શું દૂર થશે?
નહીં પાછાં તે ને તું ય શું સખીને પ્રાણ! મળશો?"

પ્રત્યાઘાતો દુખી હૃદયના સર્વથા જાગતા'તા,
શાન્તિ કેરા સ્થિર અનિલના તન્તુઓ તૂટતા'તા;
ઊઠે વ્યોમે ઉડુગણ તણી ભૂખરી ઝાંખ છાતી,
આવી ત્હાંની પ્રિયવદનથી સાન્ત્વના કેરી ધારા

"પ્રિયે! છાની, બાપુ! નયન ભરમા, પ્રાણપ્રતિમા!
ઘડી ત્હારાં આંસુ સૂકવ-જલની અસ્ખલિતતા,
નથી કો દી એમી જીવન સરલે! નિત્ય છૂટડાં;
મળીશું વ્હાલી! હા! પ્રભુજીદરબારે ફરી વળી

"વિયોગે ત્હાં છે ના, ભર્યું સકલ સંયોગસુખથી,
નથી ત્હા મૃત્યુયે, અમરપણું ત્હાં તો વસી રહ્યું,
નથી ત્હાં તો વ્હાલાં રસસુખ તણો લોપ ઘડીકે,
પ્રફુલ્લે ને પોષે ચિર જીવન ત્હા સાત્વિક સુખો.

"અને જો! આકાશે સુભગ ઉડુની દીપ્તિ શમતી,
વિરામ્યો તે જ્યોતિ નવલ નભમાં કાન્તિ સ્ફુરશે;
મહાશક્તિ ધારી સુખમય પ્રકાશી પ્રભુ રહ્યો,
પૂર્યું મૃત્યુમા યે અમૃતબલ સજીવન તણું.

"પ્રિયે! છાની, બાપુ! સૂકવ જલની અસ્ખલિતતા,
હૂને ત્હારે આંસુ પરમપદ વ્હાલી! ભીંજવ ના;

પ્રભુપાદામ્ભોજે મળશું ફરીથી આપણ હવે,
નર્યાં સન્તો ડેરા અચળ પ્રીતિના સ્વર્ગસદને."

પ્રત્યાઘાતો ઘનતિમિરનાં વિશ્વહૈયે થતા'તા,
તારાઓની પ્રભુપ્રણય શી છાવરે આંખ ત્હેને;
શ્રદ્ધારંગી વિમલ પ્રગટ્યું ધૈર્ય તે લગ્નમાંથી,
ને વાયુમાં સ્વર કંઈ ઉડ્યા દીન શી સ્વસ્થતાનાઃ

"મળ્યાના પૃથ્વીમાં દુઃખકર ઉધારા પ્રિય ! હવે,
રુડે ઊંડે વ્યોમે જીવનદ્યુતિ આજે વિરમશે;
લઇ મૃત્યુ મીઠું મનુજ ધરશે સન્તભુવનેઃ
સખે ! લે ત્હારે તો તુજ પ્રિય તણાં પ્રેમગીતડાં.

"મળીશું જો વ્હાલા ! સુખકર પ્રભુને સ્થલ ફરી–
અને ત્હારે આશાવચન મુજ શ્રદ્ધા અચલ છે–
પ્રભુપાદામ્ભોજે ચિર મિલનના સ્વર્ગસમયે,
વિધુરી આ ત્હારી સખી પણ નહીં નાથ ! ભૂલતો.

"હવેથી ના આવા શરીરશણગારો સજું ઘડી ય,
તજ્યાં ત્હેં તે મ્હારે હૃદય ક્યમ ધારું પ્રિય ! હવે ?
રુડી મોંઘી ત્હારી સુખકરણ નામાવલિ ગ્રહી
ઊંડા કો એકાન્તે નિશદિન જપું જાપ પ્રિયના.

"વસે સ્વર્ગે વ્હાલા ! પ્રિય પણ ન ત્સ્હાં વિસરી જતો,
ખરામાં એકાકી વસી ઘડી સખીને ય સ્મરજે;
જગે ઉદ્ધારી તે રસિકવર ! સ્વર્ગે ન ભૂલતો,
મળીશું પાછાં જ્યહાં હૃદયસુખ નિરન્તર ભર્યાં."

અન્ધારાના વિષમ પડધા ઘોર ઝન્કારતા'તા,
રાત્રિ કેરા અનિલરણકા તારલે કો થતા'તા;
વિશ્વન્તર્માં સુખદુખભર્યાં તન્તુ વિરામતા'તા,
ઊંડે વ્યોમે પ્રભુપ્રણયના રશ્મિઓ રાજતા'તા.



## શ્રાવણી અમાસ

એક વેળા રાત્રિ પડતી હતી,
અને મ્હારાં નયનોમાં નિદ્રા ઘેરાતી.
અન્તે નયન ફરકયું, ને પ્રવૃત્તિ પ્રજ્જ્વળી;
હું ઉઠયો, અને રાત્રિના તટ ઉપર ઉભો.

સઘળે નીરવ શમશમાકાર હતું,
પણ મ્હારે અન્તર અનામી ઓઘ કંઇક ગર્જતા.
હું ઉભો હતોઃ
રાત્રિનાં જલ જોતો ન જોતો,
અચેત શો સચેત,
જડતાને કાંઠે ચેતન હું જડવત્ ઉભો હતો.

મધ્યરાત્રિ હૃદયના ભેદ ખોલતીઃ
શૂન્યમુખ ચિદાકાશ, મહાકાળની ગુફા સમું,
નિરવધિ વિરાટમુખ શું વિસ્તરતું.
કાલરાત્રિની કિનાર ઉપર '
સહોદર સંગે હું ઉભો હતો.

આકાશ માંથી તારા વાળી લીધા હતા,
મ્હારે પ્રભુતેજનાં દર્શન ન થતાં;
બાહર તેમ જ અન્તરમાં નિસ્તેજ હતું;
અન્ધકાર શ્યામળ જયધ્વજ ફરકાવતો.
ઘનદળ ત્હેનાં ચરણમાં નર્તતું.
પૃથ્વીના પ્રાણમાં જડેલી ત્હેમની છાયાઓ શી
કાજળકાળી ડોલન્ત પર્વતાવલિ
દૃષ્ટિ બાંધી પડી હતી.
કશું ય કાંઇ સૂઝતું નહીં.
તમરાજની સંશયભૂમિકા જેવી
શોકરાત્રિની સીમ ઉપર હું ઉભો હતો.

શૂન્યતાના તરંગ જગત ભરી તરવરતા,
મ્હને રસબોળ ભીંજવતા,
શૂન્યાત્મ કરતા.

આંખ ઉઘાડી હતી, પણ દર્શન ન થતાં:
કીકી દિશાભુવનોમાં દોડતી,
પણ પ્રભુનો જ્યોતિ ક્ય્હાંઇ જ ન્હોતો નિર્ખાતો.

અન્ધકાર અલૌકિક હતો;
યમદંડની કિરણજાળ સમાન,
વિગ્રુધોના આત્મામાં વસે છે એવો,
મૃત્યુની વિશાલ પાંખઝરી રજ સમો,
ઊંડા અમાનુષ ભેદના 'પ્રકાશ શો,

પાર્થિવથી પર, પરમ અભેદ્ય,
અન્ધકાર પણ અલૌકિક હતો.
બ્રહ્માંડઝીલતા તમસાગરને આરે
સહોદર સંગે હું ઉભો હતો.
સાગરના મહામોજ
નયન આગળ રમતા,
અમને શીકર છાંટતા;
પણ અમે એ જાણતા નહીં.

વિમાન આવ્યું, સૌ બેઠાં:
અન્ધારરાત્રિનાહૃદયમાંઅમે વ્હેવા માંડ્યું.
પછી-પછી પગ લપસ્યો કે શું?
બન્ધુ! તું ક્‌ય્હાં ગયો?
તમસ્સાગર માનવ દૃષ્ટિથી અગાધ છે:
ત્હેનું યે વજ્રતલ ફોડી પાર ગયો?
ત્ય્હાં તો પ્રભુપ્રદેશ છે, સખા!

શબ્દ થયો? પડઘો પડ્યો?
કોકિલા શું બોલી?
ધીમી ધીમી ફૂલડાં વાતો કરે છે?
કે વીર! ત્હારા બોલ શો
પ્રભુભૂમિનાં ગીતનો મીઠડો એ સિત્કાર?
પ્રભો!!

## સાન્ધ્ય તેજ

સન્ધ્યારંગ ઉઘડશે, તેજો આવશે,
હો! તેજો આવશે;
વાદળી ઘડી ઢાંકે તુજ વ્યોમ,
નથી નથી એ રજનીનાં રોમ:
હો! તેજો આવશે.

સન્ધ્યારંગ ઉઘડશે, આનન્દો થશે,
હો! આનન્દો થશે;
ધોતાં જીવન, વરસતાં હર્ષ,
ઉગી વિરમે રમતીલાં વર્ષ:
હો! આનન્દો થશે.

સન્ધ્યારંગ ઉઘડશે, મુક્તિ લાવશે,
હો! મુક્તિ લાવશે;
પાપ ઉલું દઈ ઘુમ્મટઘેર,
તૂટશે, રણુ રામશે જયભેર:
હો! મુક્તિ લાવશે.

સન્ધ્યારંગ ઉઘડશે, મીઠડું લાગશે,
હો! મીઠડુ લાગશે;
વ્હાલાં કંઈક વિદેશ ગયેલ
વધાવશે તુજ ચરણુ શ્રમેલ:
હો! મીઠડુ લાગશે.

સન્ધ્યારંગ ઉઘડશે, પ્રભુતા સુહાવશે,
હો! પ્રભુતા સુહાવશે,
નયન પીશે દર્શન અભિરામ,
લેશે પછી ત્ય્હાં પરમ વિરામ
હો! પ્રભુતા સુહાવશે.

## સાગરને

સાગર સખે! મુજ કાનમાં એવું કંઈ તો ગા
જીવ્યું મીઠું લાગે મ્હને, એવું કંઈ તો ગા–સાગર.

મહાભાવી ત્હારા ગીતડાં, ઘેરા તાનમાં ભેદી ઊંડા,
ગૂઢ અર્થ ના ઉકલી શકે, ઉકલે એવું તો ગા–સાગર

શાશ્વત રહસ્યો ગર્જતી ઝમકે તારી કરતાલ, હા!
સ્હમજું ન ત્હેના તાલ, કંઈ સ્હમજું એવું તો ગા–સાગર

સ્હમજું ન તે મુજ દીનતા, તુજ વૈભવો વિસ્તર, સખા!
ન સુણ્યું ત્રિલોકે નાથ! કંઈ એવું અહર્નિશ ગા–સાગર

મુજ ઉર તુજ પર ઢાળીને હું પોઢી છું ભરરાત, જો!
મુજ ઉરમાં અધસ્ફુટ કંઈ ભરતો સખે! તું ગા–સાગર.

મુખડું શું ડરચલી પાડતો! અવગણું મ્હને, ન વિમાસતો
ગા ગા ચિરસ્થાયી ગાન તુજ, સ્હમજે ય ત્હેને ગા–સાગર.

ત્હારે જગતને બોધવું, પરમાવધિ સત્ય શોધવું
હું કોણ? ગુરુ કર્તવ્ય આચરતો સખે! ભવ્ય ગા–સાગર.

તું તો અમિત ઉદાત્ત રાજે, હું બાલુડી ચન્દા, અરે!
અહ! ઓ મહાભાવ રાજવી! તુજ રાજગીત તું ગા—સાગર.

તુજ પ્રાણમાં અમી રેડવું, રેડી પછી મ્હારે જવું:
હું આથમીશ, અણઆથમ્યાં કંઇ ગીત ત્હારાં ગા—સાગર.

સુણ! મેઘ ગાજે, કાલ ગાજે, ગાજે ચૌદે બ્રહ્માંડ આ;
પણ તેથી યે પર પ્રભુવર ગાજે, તે ગીત લઇ લઇ ગા:

સાગર સખે! મુજ કાનમાં એવું અલૌકિક ગા:
જીવ્યું જીવ્યું લાગે મ્હને, એવું હવે પ્રિય! ગા:
સાગર સખે! મુજ પ્રાણમાં એવું અમુલખ ગા.



## જીવનનાં વર્ષ

જગત મૃત્યુ ભણી પગલાં ભરે છે:
પ્રભો! વસ્તુ માત્રની જીવનઅવધિ છે.
તારામંડલ સમા વસ્તુમંડલનાં પગલાં
અવસાનદિશામાં જ વળેલાં છે.

પગલે પગલે જીવન્‌પુષ્પની પાંખડીઓ
ખરતી જાય છે, કરમાતી જાય છે:
બાલકો તે વીણતા પાછળ આવે છે,
બાલકો પાંખડીઓ વીણે છે ને વેરે છે.

ઘનતરંગે વરતી ચન્દ્રકલા શી,
મંજરીમાં ઉડતી કોકિલા સમી,

કંઈ પાપ, કંઈ વાંછા, હૃદયની વેદના,
અશ્રદ્ધાવિહોણા નિરુત્સાહો હાલના,
દૂર ગુંજી જા કો કોતરોમાં કાલનાં:
મુજ શોકઘેરાં ગીત પણ દૂર ગુંજ, માનવકુંજમાં
કો મહાભાવ વિશાલ વીણાધારના ગુંજાર ગા.

જુઠ્ઠી મહત્તા જન્મ ને જાગીરની,
રાષ્ટ્રીય કલંકો, વૈરબુદ્ધિ વીરની,
વહી ગુંજ ઘંટા ! ઘોર માંહિ અઘોરિણી:
પણ સત્ય ને નીતિ વિશે નવરંગ સ્નેહ જગાડજે;
જગપ્રેમના રસપ્રેમની લગની અખંડ લગાડજે.

જૂની ટાળ રીતિ રોગની, ઉદ્યોગની,
અયિ ! ટાળ કાંચનકામના સંકોચતી;
કર શાન્ત ગુંજી સહસ્ર વર્ષો વિશ્વના સંગ્રામનાં;
ગુંજી જગાવ પ્રશાન્ત તે ગુંજાર સન્તત શાન્તિના.

અન્તર અયિ ! વિકસાવજે;
કરુણાભર્યાં કર લાવજે;
વડુ વીરમંડલ શૂર સ્વતન્ત્ર સુહાવજે:
ગુંજી જજે આ દેશના અન્ધાર ઘેરી રાત્રિના;
ગુજારજે શુચિ રંગ તેજસુહાગ વિશ્વવિધાત્રિના.

અયિ ગુંજ, ઘટા ! ગુંજ તુજ ગુંજાર તે,
ઝંકાર પ્રભુમન્દિરના ઝંકારજે,
મનુબાલ મંગલ મંગલાથી જગાડજે;
તુજ ગુંજનો અહો ! ગુંજ મંજુલભાવ દેવપ્રભાતના,
ઘટા ! અમારા ભુવનમાં સંગીત ગાજે તાતનાં.

—⁕⁕◻⁕⁕—

## બ્રહ્મદીક્ષા

એ જ માર્ગ, બન્ધુ! એ જ માર્ગઃ
નેત્રકમળ મીંચી વિચરો છો,
પણ એ જ પ્રભુનો રાજમાર્ગ.

ગંભીર કોલાહલ ભર્યું બજાર
શૂન્ય-સ્તબ્ધ-મૂર્છિત જેવું છે,
શ્રીપુરના નાગરિકો નિદ્રામાં છેઃ
ત્હમે પણ અખંડ નિદ્રા લીધી, બન્ધુ!
સદન્તરની સ્હોડ વાળી સૂતા.
પ્રવૃત્તિસંસારને વીંધી જતા
એ જ માર્ગ, બન્ધુ! એ જ માર્ગ.

આગળ ઇસ્પિતાલ છે, ખરું?
કાળનાં અવિરત મહાપૂર વહે છે,
માનવી ત્હેને ખાળવા શે મથતા હશે?
વિધિના હાથ ઠેલ્યા ઠેલાય એમ છે?
પણ બન્ધુ! માર્ગ તો એ જ.
મન્દવાડ ન હોત તો, વીરજી!
સ્નેહ અણમૂલવ્યા રહે.
એ તો ભવ્ય પરમાર્થનાં ભુવનો,
બન્ધુસેવાર્થે રચેલાં માનવીનાં મન્દિરો,
સ્નેહીઓના સ્નેહની શારદાપીઠ.
સ્નેહનાં દુઃખ ધૈર્ય શક્તિપ્રભાવ
પ્રગટવાં, પ્રફુલ્લવાં, અને રડવાંઃ

સહુ આ ભૂતદયાનાં ઉદ્યાનોમાં થાય છે.
સુખની નહીં પણ સ્નેહની આ વેદી.
ત્હમારા જીવનયજ્ઞમાં પણ
સ્નેહે અહીં જ સુખનો બલિ દીધો.
સ્નેહવ્રત તપતાં અનેક તપસી
આ પ્રાસાદોમાં પ્રવર્ત્તે છે.
ભ્રાતૃભાવનો આ બાગ છે, વીરા!
–ત્હમે તો તે જાણો છો જ.
એ જ એ જ શ્રેયસ્કર માર્ગઃ
બન્ધુતામાં થઇ પ્રભુતામાં.

નગરના દરવાજામાં થઈ–
હા! વિશ્વનગરીનો દરવાજો પણ
ત્હમે નિરન્તરનો છાંડ્યો.
પણ ભાઇ! એ જ માર્ગઃ
અવની મૂકી આત્મભૂમિમાં,
બ્રહ્માંડ ઓળંગી બ્રહ્મમાં.
પિતા એ જ માર્ગે ગયા છે,
સંસાર તજી સ્વર્ગમાં.
પૂર્વાકાશની પાછળ સૂર્ય હતો,
અને પશ્ચિમાકાશની પાછળ
વસન્ત પાલવ સકોરતીઃ
પૃથ્વી ઉતારી પ્રાણપ્રદેશમાં,
પરાગવતી સુમનસેજમાંથી
નિર્મળા સાત્ત્વિક સૌન્દર્યમાં.

પિતા મ્હને માર્ગનો પરિચિત કરતા,
શબશય્યા આગળ મ્હને ચલવતા.
જગત ન જોતી ત્હેમની આંખડલી
આ પન્થ નિરન્તર નિહાળતી.
પ્રપંચમાં આપણે એમને દોરતા,
પણ પ્રભુપન્થે આપણા એ નિયન્તા હતાઃ
સદ્‌ભાવ પાડતાં એમનાં તો પગલાં
આ માર્ગે જ વળેલાં હતાં.
વીરા! મ્હારૂં સ્મરણ સતેજ છે–
હજી તો ત્રણેક વર્ષ માંડ થયાં છે–
એ જ માર્ગ, એ જ સત્ય માર્ગ,
ત્હમે ડગલાં ભરો છો એ જ મહામાર્ગ.
નગર છોડી વનઆંગણે,
વિશ્વ ત્યાગી વિશાળા વ્યોમમાંઃ
પિતાને જ પગલે પગલે, બન્ધુ!

આમલીઓની ઘટામાં થઇને જ
વીર! પાછળ સરિતાના તટમાં.
ભૂત પ્રેત જેવી, માયા સમી,
શંકા શી ડોલતી છાયાઓમાં થઇ
કોમળ જ્ઞાન સમાન અખંડ પ્રકાશમાંઃ
અન્ધકારનાં વન વટાવી
પ્રભાતનાં (જ્યોતિર્જલમાં.
એ જ પરમ માર્ગ, બન્ધુ!

વિદાય લેશો, વીર!
દુનિયાનો અન્ત વિદાય જ છે,
આદિ ભલે અન્યથા હો.
પણ એક વેળા તો આંખ ઉઘાડો,
એક છેલ્લી મીટથી તો જગતને જોઈ લ્યો.
શું જગત બહુ જોયું?
ભલે, ત્હમને ગમ્યું તે અમને ગમશે જ.
ક્ષર મૂકી અક્ષરધામમાં,
મૃત મૂકી અમૃતત્વમાં,
મનુકુલ મૂકી ચિરંજીવ દેવોમાંઃ
એ જ કલ્યાણપન્થ, ભાઈજી!

છેલવેલું સ્નાન કરી લ્યો,
સંસારના મળ ધોઈ નાંખો,
અશુદ્ધિ વર્જી વિશુદ્ધિ ઓઢો.
કુન્દનને અગ્નિની જ્વાલા તાવે છે;
પુણ્યપ્રફુલ્લ પુરાણ સમયથી
આત્મકુન્દન પણ અગ્નિદેવ પરીક્ષે છેઃ
વીરા! વિરાજો અગ્નિરાજના ઉછંગે.
ત્હમારી કુન્દન સમી કાયાની
થાવા દ્યો બળીને ખાખઃ
ત્હમારા આત્મતત્ત્વનાં કુન્દન પ્રકાશવા દ્યો.
માટીમાંથી મણિ મળશે,
અને ભસ્મમાંથી કુન્દન જડશે.
એ જ માર્ગ એ જ માર્ગઃ

શુદ્ધિઉન્નતિનાં વ્રત સ્વીકારો.
શતશિખ અગ્નિદેવની પાંખ ઉપર
વિહરો અનન્તતાની કુંજોમાં.
તેજ ત્હમે તેજભૂમિમાં પધારો,
કિરણની અમોલખ કળિકા ત્હમે
સૂર્યોના સૂર્યરાજમાં વિરામો.
વહ્નિરાજ વાદળમાં ભભૂકે છે.
ભભૂકો પ્રભુવિહારી ત્હમે પણ
વાદળ ફોડી વિભુ વિરાટપદમાં.
એ જ પુનિત શ્રેયસ્પન્થ, વીર !
ત્ય્હાં જ મળશે વિશ્વરાજ મહારાજઃ
ભસ્મમાં સ્મશાનની ભૂતપતિ,
અને ચિતા પાછળ સચ્ચિદાનન્દ.

જય જગન્નાથનો, બન્ધુ !
ઘન ભેદી પ્રભારાશિ પ્રગટયો છે,
જગતસુખડે પ્રકાશ પ્રફુલ્લ્યો છે·
પૃથ્વી અને પ્રભુને
તેજની મણિસાકળે સાંકળતો
સૂર્યરાજ આંખડીમાં આવી ઉભો છે.
વીરરાજ ! અમારાં અશ્રુ એ સૂકવશે.
દેવનાં દુન્દુભી ગાજે છે.
ત્હમે પાછું વાળી મા જોશો–
અમારો સસાર અને ત્હેના સુખદુ ખ,
ત્હેના વિલાસ તથા ત્હેના વિલાપો,

હવે ત્હમને બાધા કરતા નથી:
અમારે વાસ્તે જ એ રહેવા દ્યો.
દેવો ત્હમારાં પગલાં વધાવે છે,
દેવાંગનાઓ ઓવારણાં લે છે.
સ્વીકારો તે દેવોનું આતિથ્ય,
વીરરાજ! રમો એ દેવભાવમાં.
એ જ મંગલકારી માર્ગ, ભાઇ!
જય, જગન્નાથનો જય!
ધરો ભડકાનો ભેખ
અને લઇ લ્યો બ્રહ્મદીક્ષા, બન્ધુ!

## વિનોદ ને અભિલાષ

મચવી ઘોર ઘટા જલવૃષ્ટિની,
સુભગતા કંઇ ઝંખવી સૃષ્ટિની,
અનિલમાં અનિયન્ત્રિત ઘૂમતો,
નભ ભરી ઢળતો ઘન સ્હાંજનો.

વરહિતૈષી! મહાપ્રિય હે સખા!
સમીર ઘોર વહન્ત રૃવા તણા;
મધુર બાલકલા અયિ! આથમે,
સરલતા શુચિ હાસની ચે શમે.

શીતલ સુન્દર દર્શન આ નથી:
તુમુલ દે' તિમિરો જગનાં ગૂંથી,

ગહન અમ્બર ઓઢતી રાત્રિ શી,
ઉભી સખે ! રજરંગિત મેદની.

ક્ષિતિજનું વન ઘેરી અનામિકા
ઝીણુઝીણી નમી શ્યામળ સન્ધિકા;
પ્રિય ! મહાવીરની પદકીર્તિ શા
જીવનના પથ માંહિ વહી જતા.

પટ અભેદ્ય પડેલ ભવિષ્યનું,
બલ નથી વીંધવા જનદૃષ્ટિનું;
રસીલી બાલલીલા રમી વિરમે,
વીર ! હવે ઉગશે શું ઉષા સમે ?

સુહૃદ્‌આંગણુ આપણુ આવિયે,
વિરલ કે કલગાન ગજાવિયે;
કદિક ઉન્મત કેલિતરંગમાં
રજનીની તટવેલુ વિશે જતા.

જગતઉન્નતિના વિધિ શોધતા,
સ્વજનને જનશાસ્ત્ર ય બોધતા,
ગૂઢ રહસ્ય વિશાળું વિલોકતા,
અસીમ શા અવકાશ વટાવતા.

ભૂતકથા વીર કેરી વિચારતા,
પરમ દર્શન ભાવિનું કલ્પતા;
વિભુ જ્યાજય રાજપ્રવૃત્તિના
શિથિલ ગોખ વિશે પડી નિર્મતા.

વિવિધ તે શુભ બુદ્ધિવિલાસમાં,
સુખસુહાગી સુવિસ્તૃત હાસમાં,
ઘડી ઘડી હૃદયે સ્હડી આવતું
અધુરું કાંઇ સખે! નથી ભાસતું?

વચનવર્જિત હા! મન ઘેરતી
ઉણી કથા રહી એક જ સ્નેહની
સખી તણે સ્મરણે શરમાવું શે?
ન સ્હમજું, સ્હમજાવ સખે! મ્હને.

ઢળી જતી શું હશે રતિ શબ્દમાં?
પતિત કે થતી મંગલ પુણ્યતા?
જગતની રજ ઝંખવતી હશે?
ન સ્હમજું, સ્હમજાવ મ્હને, સખે!

વદનચન્દ્રનું દર્શન નિર્ખતો,
પ્રિય તણાં મહિમાગીત ગંજતો,
અતુલ સાગર અમૃતનો ભર્યો,
અણુ સમા ઉર માંહિ ઊંડા પૂર્યો.

મયૂર કીર્તિપુકાર પુકારતાઃ
ધન ગયો, મયૂરો પણ તે ગયા.

પુનિતપુણ્ય મહાનદના તટે
વિપુલ વૈભવી કાનનના પટે
નવપ્રજા ઋવિપિતૃ ચ રોપતાઃ
સમયવિકૃતિમાં પ્રિય! સૌ જતા.

ગૂંથી ગૂંથી કુમળાં કનકાંશુઓ
ગગનના ફલકે સુગભીર શો
યશકલા રવિરાજ પ્રસારતોઃ
તિમિરમાં પણ તે નગી આથમ્યો.

ગીતરસિક! મયૂર વિમોહિત!
કુલપિતા! યશચિત્રણભાવિક!
અટળ અન્તિમ અસ્ત થવો હશે?
સ્મિત પ્રકાશિત આ દિવસો જશે?

હૃદય કર્જ્જલનાસ્તિકતા વસે,
જરી ઊંડી પણ આસ્તિકતા હસે;
સકલ સન્તત વિશ્વવિધાનમાં
જીવનપ્રાણ વહે પ્રભુભાવના.

પ્રણયનાં–પ્રિયનાં કુલ સ્થાપવાં,
રસ તણા સુવિકાસ વિકાસવા,
વરસવી રૂડી સ્નેહની રમ્યતાઃ
નિયમ તે સહુ વિશ્વ [. ]ભાવના.

ઘડિક બુદ્બુદનું મંડલ જામશે,
ઘડિકમાં વિખરાવું સખે! થશે;
રમ થકી દુનિયા શું વધાવશું?
જીવનમાં જયવન્ત થવાનું શું?

વિધિ સમી જનમંડળ આવરી,
વસન ભૂખરું શું રહી વિસ્તરી,
કદી સખે! વીંધી તે ગૂઢ સન્ધિકા
અચલ નિર્મળ ઉગવી ચન્દ્રિકા?

અકળ છે મહિમાવતી સૌ કલા,
ગહન છે પ્રભુના વિધિ સર્વદા·
ગહનતા વીર! તે કદિ વામશે?
કદિ વિભુ મહિમા શું સુહાવશે!



## વાંછના

પ્રભો! પ્રેમામૃતની તૃષા ક્યહાં છીપશે?
જલપૂર્ણ વાદળિયો ઘૂમે છે, ગર્જે છે:
પ્રભો! ચાતકની તૃષા ક્યહાં મટશે?
ગૌર પયોધના દર્શન છે, પણ
વારિદના પ્રતૃપ્ત બિન્દુની તો આશા જ છે.

પ્રભો! માનવજીવન ક્યહારે વિકસશે?
તેજ છે, મધુરા રંગ છે, સુગન્ધ છે
પ્રભો! કળિકોઈ ક્યહારે ઉઘડશે?

પરાગના અમત્ત સ્ફુરણ છે, પણ
ઉલ્લાસના સુરમ્ય યૌવનની તો આશા જ છે.

પ્રભો! ઇચ્છાના ઊડણ શે શમશે?
અનન્ત વાદળને ય સીમા છે :
પ્રભો! ગરુડરાજ તે શે સ્હમજશે?
નયનનાં તેજકિરણને ય કિનારા છે, પણ
હૃદયને રમણીય આરાની તો આશા જ છે.

ચંડોળનાં ગીત નિ:સીમમાં તરે છે,
પણ પ્રભો! પંખીને તૃપ્તિ કાં નથી!
બાલક જેવાં જીવન આનન્દમાં ન્હેશે,
પણ પ્રભો! આનન્દને તટ કાં નથી?
ગીત અને આનન્દના ઓવારાની તો આશા જ છે.

પ્રભો! તે સદાનન્દ, મનોહરતા, ધન્યતા,
ત્હારી સ્વર્ગભાવનાઃ મનુષ્યને માટે નથી?
ત્હારી રમણીય કલા, ત્હારી કોમલ પ્રભા,
પ્રભો! સુરમ્ય સાધુતાઃ માનવ માટે છે?
પામર પ્રાણીને પરમ સુખની તો આશા જ છે.

પ્રભો! ત્હારી ઇચ્છા પૂર્ણ થાવ!
મહાહેતુની ક્રમસિદ્ધિમાં જીવનસાર્થક્ય છે.
પ્રભો! ત્હારી ઇચ્છા મ્હારી થાવ!
દિવ્યતાના ઉન્નત ખિલાવ તે જીવનહેતુ છે.
પ્રભુનો મહિમા જોવા જીવન છે તે જીવશું.

## ટીકા

**આમન્ત્રણ:** રાસેશ્વર=પ્રભુ; સૂર્ય, ચન્દ્ર, તારા અનેક સૂરજ-માલાઓના રાસના અધિપતિ.

**આવાહન:** ટપકતે પાપને મંડપ વિ. આ ભવન જ્યહાં પાપ નિરન્તર ટપક્યાં કરે છે ત્હાં કદી કદી આવો અને પાપનું પુણ્ય કરો.

નયન ઝીલી શકે ના વિ. 'કોટી રવિચન્દ્રની કાન્તિ ઝાંખી કરે' એવી દેવીની મૂર્તિ દર્શન દે તો તે કાન્તિને નયન ઝીલી ન શકે; માટે મધુર સુન્દરતાનાં દર્શન માગ્યાં છે.

**કિરીટ:**

નામાક્ષરો ધૂંટી વિ. ત્હારા નામના અક્ષરો ઘૂંટી ઘૂંટીને દિવસનાં તેજ વિરામ્યાં, અને રાત્રિઓ પણ પોતાનાં રૂપાનાં કિરણ તે નામાક્ષરોમાં પૂરીને રૂપી.

ઝરણું=જીવનનું ઝરણું.

ને ધોઇ ધોઇ વિ. આનન્દધડીના કીર્તિલેખ આરસ ઉપર દૂધની ધારાઓ રેડી કોર્યો.

પ્રેમોર્મિ જાગી શમી અન્ય પ્રદેશ એ તો=પ્રેમની લહરી જડતાના જગતસાગરે નથી જાગતી કે શમતી: એ પ્રદેશ તો ઓર જ છે.

**સ્મરણ:**

સૌંચી કવિત્વ વિ. ઇ. સ. ૧૮૯૮ નું વર્ષ ગુજરાતને ગોઝારું હતું: અનેક નરરત્નોનું પ્રાણહારી હતું.

એ આ સુરમ્ય વિ જ્ઞાનના અનુભવપર અંશ (A priori elements of knowledge); શુદ્ધ, નિર્મળ ભાવનાઓ (Ideals, ideas of Kant), ક્વચિત-ક્વચિત થઇ આવતી અવર્ણનીય (શબ્દોચ્ચારમાં પણ ન મૂકી શકાય એવી) આત્માની સદ્દસ્થિતિઓ:

સ્વર્ગપન્થે વિચરવાની મનુષ્યઆત્મામાં રહેલી સ્વાભાવિક પ્રેરણા: સૌ પૂર્વજીવનનું ભાન કરાવે છે.

તે સ્વર્ગજીવન વિ. સ્વર્ગજીવન તે સુખના બિછાનામાં નિદ્રાની સ્થિતિ નથી, સુખની મૂર્છા નથી, પણ પરમ અનુકૂળ પદાર્થોને વિશે સચેતન વિકાસની દશા છે. આ જીવનમાં માનવીના જે વિશેષ અંશુઓ ખીલેલા હોય તે ત્હાં સવિશેષ ખીલે છે, તથા અણખીલ્યા હોય તે ત્હાં ઉઘડે છે. માનવપ્રાણની સૌ સદ્દશક્તિઓ ત્હાં પ્રફુલ્લે છે. પિતાજીના પણ વિશેષ અંશુઓ—સદ્દભાવ, સ્નેહ, કવિતા—ત્હાં પ્રફુલ્લે છે.

ત્હો યે ત્હો યે કાલાબ્ધિ એ વિ. એ કાલાબ્ધિ અને એ ગહન તિમિરને પણ આત્માનું તેજ પી જશે: અન્તરાયે પડતા એ અન્ધકાર અને એ કાલસાગર અવગણી આત્મા પ્રિય આત્માઓને મળશે.

**પ્રભાત:**

આ કાવ્ય પ્હરોડના અન્ધારાના સમયનું નથી, તેમ સ્હવારના સૂર્યતેજ વિશેનું પણ નથી. પ્હરોડની ઝાંખ પછીની અને સૂર્યપ્રતાપના પ્હેલાંની શીતલ મીઠી ઉજ્વલતાનું છે, દિવસ કે રાત્રિનો કોઈ પણ ભાગ એ સમયથી વિશેષ મધુર કે શીળો કે ચેતનાપુનરુદ્ધારક નથી.

**લગ્નતિથિ:**

શશીમુખી પંચમી=ચન્દ્રમુખી પાંચમ=અજવાળી પાંચમ.'

જો વેળુમાં વિ. Footprints on the sand of time: લૉંગફેલો કવિના જીવનસ્તોત્ર ઉપરથી સૂચિત.

**વિસ્મરણ:**

આત્મનપગલાં=ચિતાના ભડ્ક ભડક થતા ભડકાની છાયા રૂપી.

વસન્તશરદમાં સહિયરસાવમાં સુખ ઝીલતાં વિસરવું હોય તો વિસરજે, પણ પ્રભુપળમાં સંભારજે: એ આ કાવ્યનું કહેણ છે.

**વિયોગ:**

જગઅંચળ=જગતને વીંટનાર વસ્ત્ર=અન્ધકાર. મેઘલી રાત્રિને લીધે જગતફરતો અન્ધકાર ઘેરાય તે.

અતલે=અતલ નામના પાતાળે.

પ્રિયલજ્જિત=પ્રિયથી લજ્જા પામતી.

તમ=ત્હમારા. તમ=અન્ધકાર.

*Sonnet*—સોનેટ નામના આ ત્રણ કાવ્યપ્રબન્ધો છે. ઇંગ્રેજી કવિતામાં બે જાતિના સોનેટ છેઃ એક તો શુદ્ધ ઇંગ્લીશ સોનેટ અને બીજાં ઇટાલિયન સોનેટ. શુદ્ધ ઇંગ્લિશ સોનેટના નમૂના પ્રથમ ગુજરાતીમાં રા. મણિશંકર રત્નજી ભટ્ટે રચ્યા છે. આ સંગ્રહમાંનું 'તાદાત્મ્ય' એ શૈલીનું છે. તે પદ્ધતિના સોનેટમાં વિચારનું પ્રાધાન્ય હોય છે અને સંગીત ગંભીર વહે છે. 'વિયોગ' તે ઇટાલિયન શૈલીની સોનેટત્રિપુટી છે. તે શૈલીનાં સોનેટ ખાસ કરીને સંગીતમય હોય છે, અને સંગીત લલિત હોય છે.

**ગુલાબની કળી**

અલી=આલી, સખી. રક્તિ=રક્તિમા=લાલી. રસમૂર્તિ=ત્હારી રસમૂર્તિ. ઝીલ=ધ્રુવગાનઃ Chorus. ખલે=શોભા આપે. ભજે=સુન્દર લાગે.

અહાલેક વ. વ. અમીરી ખવાસના જ આદમબચ્ચા અહાલેકની ફક્નીની ધારણ કરી શકે.

**બ્હેનનું ગીત:**

આ કાવ્ય એક લગ્નગીત છે.

સન્ધ્યાએ શણગાર્યાં વ. વ. આપણામાં ગોરજ લગ્ન વિશેષે કરી થાય છે અને આ કાવ્યમાંનું લગ્ન પણ ગોરજ લગ્ન જ હતું.

તરુવરની છાંયડી=હેવાસુના કુટુમ્બવૃક્ષની છાયા.

તેજપ્રભા=તેજેનું તેજ.

પિતૃને પરિવાર=સર્યતાતને કુટુમ્બ; સરંજમાળામાં.

કૃતાર્થ=કૃતિનો અર્થ=સૌ પ્રવૃત્તિનો હેતુ સ્નેહથી સાંકળેના મડપો રચવા તે સૌ પ્રવૃત્તિઓનો–જીવનનો હેતુ છે વિહાર અને વિલાસ તો માત્ર તે અદરય હૃદયભાવની રચનાના દૃશ્ય સાક્ષીઓ છે

શોભાશોભનહાર=શોભાને પણ શોભાવનાર

**ધણ:**

રુમાલ=ફેંટો બગની વેલડી=બગનાંની હાર હાર તે વેની અને વેની ઉપરનાં ફૂલ તે બગના ચતરગ=ચાર રગની ટપ=એ જ વેળા, તરત જ

**જન્મતિથિ:**

ત્હા યે મિછાવી વિ =તેજચન્દ્રિકાનું સાભાર દર્શન લેવાને બદલે ત્હેના આકાશઅન્ધારના શામળા તટને નિરખે છે

જનશુદ્ધિ=લોકો જેને શુદ્ધિ માને છે તે

રાસેશ્વરોની મડલી=સૂરજમાળા

તેજમડલ=Halo, દેવાશીઓના મુખ ફરતું તેજનું સ્ફુરણ હોય છે તે પ્રભા

**પધરામણી:**

શતધા, શતકોટિધા વિ જીવનના હારની પાદડીઓ ઉપર કુટુમ્બનું સૌન્દર્ય અને રસાત્માઓનો સઘ અનેક વેળા લખીને—ચિત્રીને તે જીવનનો હાર હે સરલે ! ત્હારા પ્રાણનાથને પ્હેરાવ સુન્દર કુટુમ્બ અને રસિક સગતિ તું ત્હારા નાથને સમર્પ

**પત્રવાચન:**

પ્યારા તણો પત્ર વિદેશનો લઇ
ચાપી હૃદે મન્દિરમા લઈ જઇ
ને વ્હાન આણી પછી જ્યાહિ વાચશે,
કેવા વિચારો કરતી પ્રિયા હશે ?

મર્હુમ કવિ ભુલાખીરામની એ કડીમાંથી આ કાવ્યની પ્રેરણા છે
મૃતક=માગીનો માગીના હાથ સ્નેહ આલેખી શકે ?

લીટે=લીટામાં=સ્વરવ્યંજનના વાંકાચૂંકા આકારોમાં.

ચીંથરા=ચીંથરાનો બનેલો કાગળ.

**રસજીવનની ઝાંખી:**

માધવિકા=તુલસીનો મંડપ. તુલસીનો રસ ગરમ છે અને તે મન્દ હૈયાંની શીતલતાને ઉષ્મા આપી ઉત્તેજે છે; એમ લોક માને છે.

તારિકાનીરુપલા વેણી=ચોટલા જેવા વિખરાતા તારાનાં કિરણો.

આ કાવ્યમાં અર્ધ છન્દવૈટક કોમા છે તે વિચારમાલા સૂચવે છે.

**સિન્ધુને:**

મૃત્યુને પ્રિયફૂલડાં મન્દ નાદની અનહદ રેલ અન્તે હરી ગઇ અને ત્હેના મૃત્યુદેવને ચ્હડતાં ફૂલ બાઝી ગયાં.

અવસાન તે કોઈ સ્મશાન જેવી ઘોરભૂમિ અને ત્હાં પ્રિયનો નિવાસ માટે તે રમ્ય.

**ધીર સમીર:**

હોડકાં=તારકવૃન્દ.

ઝાકળપટ વિ. અન્તરિક્ષથી ઉતરતી ઝાકળ ઉપર તેજનાં કિરણ પડે ત્હારે પ્રકાશની વાદળી જેવું ક્ષિતિજ ઉપર દેખાય છે.

**આશા:**

કીકી=મ્હારી કીકી નેત્ર=મ્હારાં નેત્ર મુખડે=મ્હારા મુખ ઉપર રસૈશતાના=રસના ઐશ્વર્ય કેરા

**ગઝલ:**

છેલ્લાં બે ચરણો સિવાય આ ગઝલ નીચલા ઇંગ્રેજી કાવ્યનું ભાષાન્તર છે:—

Love's Recompense

Strong in the strife, Dear,
Still the heart's true;
Storm in my life, Dear,
Sunlight for you.
So you are blest, Dear,

Joy shall be mine,
Thorns for my rest, Dear,
Roses for thine
Life wreath above you
Blossom and light;
Only to love you
My dream in the night.
My song in the sighing—
The star in the sky,
Till life's light is dying
And Love kiss goodbye.

Home Chat Vol. XIX, No. 245
November 25th 1899

**સુન્દરીનુ પારણું:**

આ કાવ્યમાના બે હાલરડા ટેનીસન કવિની પ્રિન્સેસમાંનાં હાલરડાંના ભાષાન્તર છે આવ્યે=આવજે

**તાદાત્મ્ય**

તાદાત્મ=સમરૂપતા, Identity

પોઢી ઝાખી વિ વ્હાલાના ભુવનમા બહુ અજવાળુ ન હતું, પણ ઝાખુ અજવાળુ હતું તે ઝાખ તે પૂર્વજોની છાયા

ચન્દ્રિકા સુગ્બનોની=સુગ્મન પછી મુખ ઉપર મન્દ પ્રકાશ ઉઠે છે તે

માતૃરેખા વિયોગમા કૃશાગી થયેન મારે 'માતૃરેખા'

શૂન્ય સ્થાનો વ વ આત્મામા સ્વામીના સ્મરણથી પ્રકાશ પ્રગટેલો તે કીકીમા આવી ઉભો અને શૂન્ય ઝાંખા સ્થાન અને વસ્તુઓ ઉપર ઢળવા લાગ્યો

**સરોવરઃ**

શેત્રુંજાના શિખર ઉપરથી પર્વતની ફહેડમાં વિરાજતું એક ન્હાનું સરોવર દેખાય છે. અવિક્ષુતિવન્તું, ન્હાનકડું, નિર્મલ જલ માત્રથી ભરેલું, ઘાસહીણુ, ઝાડીના ઘેરાવઘુમ્મટ વિનાનું, લીલોતરી-વિમુખ, પથ્થરોની વચમાં તે સરોવરની શોભા કંઇક વિરલ છે. રહવારના સમયે પર્વતનો પડદો આડો આવે છે તેથી સૂર્યતેજનો પ્રતાપ પણુ ત્હેના ઉપર નથી પડતો, તેમ જ પવન પણુ ત્હેને પટ કરચલી નથી પાડતો. લહરી, તેજ કે લીલોતરીઃ કંઈ પણુ અલંકાર વિના સાદી સરલતામાં સ્થિર—અનિમિષ—વિકસેલા વિશાળ નયન જેવું—તે સરોવર કંઇક ગહન વિમલ સૌન્દર્ય દાખવે છે.

**મણિમય સેંથીઃ**

સેંથી=કચમાંની રેખા' પગથી. ઉભય અર્થના ધ્વનિ છે.

સન્ધિકા=સન્ધ્યાનું તેજ, આછુ ઝળઝળું.

**રાજમહારાજ એડવર્ડનેઃ**

હૃદયમૂર્તિ હિન્દ=હૃદયના આકારનો હિન્દ.

પ્રતાપવન્તું બ્રિટન ૫. Britania needs no bulwark ૬. ઇંગ્લિશ રણુગીતના એ ચરણુ ઉપરથી સૂચિત.

કેસરીઃ ત્રણુ કૂદતા કેસરી તે ઇંગ્લાંડનું રાજ્યચિહ્ન છે.

દેવ=Angels, પરમાર્થદંડધારી સ્વર્ગસ્થો.

વ્હહ્યા અસુર છેદવા, સુરો સ્થાપવા રામજી. अभ्युत्थानम-धर्मस्य અને धर्मसंस्थापनार्थाय એ ગીતાવાક્યો ઉપરથી સૂચિત.

સુદર્શન દ્વારિકાનગરીની ભર રાત્રિએ એકલું રક્ષા કરતું અને અર્જુનહનુમાનના વિવાદમા શિલાપાજ નીચે રહી પાજને અખંડિત રાખી હતી એવી સુદર્શન ચક્રની કથાઓ છે.

**અમારા સ્નેહઃ**

માતાને હઈડે વિ. બાળપણુમાં માતા હૈયે તેડી લડાવતાં. છતાં તે હૈયાનાં હેતને આદર ન્હ દીધા, પણુ નયના મોતીશું સ્નેહ કર્યો. તે મોતી ફૂટ્યું ને તેની રજ અમારો સ્નેહ સુનો મૂકીને ગઈ.

**ચૈત્ર શુદ ત્રીજ:**

સોમાર્કશુદ્ધ=સોમના અર્ક સમાન શુદ્ધ સોમનો અર્ક શુદ્ધ એટલું જ નહીં પણ પવિત્ર મનાય છે

પિશાચપતિના ગીતહાસ=શિવજીના અટ્ટહાસ્ય, હાસ્ય છતા તે અઘોર કહેવાય છે.

અન્ધારહાસ્ય=અન્ધારાના હસવાં

**એક વ્યર્થ યાચના:**

કિરણઅન્ત શા=કિરણના છેડા સમાન સૂર્યકિરણનો એક છેડો પૃથ્વી ઉપર અને બીજો છેડો આકાશમા વસે છે મહાન ફિલસૂફ કેન્ટનું એક મહાત નીતિસુત્ર આ ચરણોમાં છે.

નીતિમન્ત્ર આત્મામા કોરેલો છે, તેમ જ નીતિબન્ધ પણ આત્મામાં સચેલુ છે સદિચ્છાના દઢાગ્રહમાં અને સ સગમા નીતિબનના અકુર છે ડૉ માર્ટિનો કહે છે કે Grace—કૃપાવાદની ખોટી સ્ટમજણે ખ્રીસ્તી ધર્મના કેથોલીક સમ્પ્રદાયમાં મહાઅનર્થ કર્યા છે

**શ્વેતામ્બરી સંન્યાસિની:**

બાળા ખેલકણી=ખળ ખળ વ્હેતી નદી

શિન=કલ્યાણ કલ્યાણના પ્રભુ

**પારણું**

ફૂલમા તારલિયા વ વ ફૂલક્યારામા ચાદરણા પડ્યા હોય તે તારાની પ્રકાશવતી પગલીઓ

સખીકુલે=સખીના કુટુમ્બમા મોસાળ

**શ્રાવણી અમાસ.**

ચિદાકાશ=એક આકાશ

ડોલતી પર્વતાવલિ આવેશવાળુ નયન કોઈ પણ પદાર્થ સ્હામુ અનિમિષ જોઈ રહે તો થોડી વારે તે આવેશનું આન્દોલન કીકીમા આવે છે અને અ તે બહારના પદાર્થમા તું દેખાય છે એવી રીતે જ આ પર્વતમાલા ડોલતી અને તેથી જ તે નર્તતા મેઘ ગની છાયાનું રુપક લઈ શકે

વિબુધોના આત્મામાં વસે છે એવોઃ જ્ઞાનનું મૂળ પ્રશ્નમાં છે અને કેવળ જ્ઞાનીનાં ઊંડા ઊંડા અન્તરમાં પ્રશ્નની પરંપરા રમ્યાં કરે છે. જ્ઞાની પુરુષ લોભી–Covectous જેવો છે; મૂડી મળી ત્હેની ત્હેને કીમત નથી, પણ નથી મળી તે ત્હેને હમેશાં ખૂંચ્યા કરે છે. એવી સ્થિતિસૂચક એક સૂત્ર ''નેતિ' 'નેતિ'નું છે.

ભેદના પ્રકાશ=ઉપમાના પૃથક્કરણકારોએ કાળાં કિરણો પણ શોધ્યાં છેઃ એવો ભેદનો કાળો પ્રકાશ.

**સાન્ધ્યતેજ:**

આ કાવ્ય નીચલા ઇંગ્રેજી કાવ્યનું ભાષાન્તર છેઃ—

Light at Evening

It shall be light at evening time,
It shall be light;
A transient cloud obscures thy sky,
But is not night.
It shall be glad at evening time,
It shall be glad;
The passing years bear from thy life
All that is sad.
It shall be free at evening time,
It shall be free;
Thy conflict with besetting sin
Shall ended be.
It shall be sweet at evening time,
It shall be sweet;
Long banished faces drawing near
Thy steps to greet.
It shall be blest at evening time,
It shall be blest;

For thou shalt meet and know thy God,
And in Him rest.
Christian Life February 3, 1900

**જીવનનાં વર્ષ:**

બાલકો પાખડીઓ વીણે છે ને વેરે છે આપણી એક કહેવત છે કે બાપ જાણે મ્હોટો થયો ને જમ જાણે ન્હાનો થયો કાલ સરિતાના સ્હામસ્હામે કાંઠે ઉભા રહી ઉભય જીવનનાવની સફર અવલોકે છે સ્હામે તીરથી આપણી યાત્રા કેવી દેખાય છે તે કોણ જોઇ–દેખાડી શકશે?

કેટલા? તે કોણ કહેશે? જન્મ પછી કેટલા વર્ષ ગયાં તે સઉ કોઈ કહી શકે પણ આખા જીવનમાથી કેટલા વર્ષ ગયા? એ પ્રશ્નનો ઉત્તરદાતા ભવિષ્યવેત્તા કોણ છે?

**ઘટારવ:**

રાજકવિ ટેનિસનના 'ઇન મેમોરિયમ' કાવ્યના Ring out, wild bells! થી શરુ થતા ૧૦૬ ઠ્ઠા ખડનું આ ભાષાન્તર છે

વિશ્વવિધાત્રી=વિશ્વના વિધિલેખ લખનાર મહાદેવી The Christ to be કલકી અવતાર યાહુદી, ખ્રીસ્તી, હિન્દુ, મુસલમાન સઉ ધર્મમા ભવિષ્યના મહાવીરની ભવિષ્યવાણી છે

**વિનોદ અને અભિલાષ**

કદિક ઉમતવ વ કોઇક વેળા તો કેલિના તરગ ઉપર વહી રાત્રિના રેતાળ કિનારે જઈ અ્હડતા આનન્દગોષ્ટિમા રાત્રિ પડતી

રાજપ્રવૃત્તિ=દુનિયાની મહાપ્રવૃત્તિઓ

હૃદયમદિર સૌરભ ઢોળતા=વનહૃદયના આવાસોમા સુરભિ પ્રેરતા

**વાંછના:**

મહાહેતુ=Purpose સૃષ્ટિરચનામા રહેલો અને સૃષ્ટિજીવનથી સાધવાનો પ્રભુનો મહાન સન્કેત

**અનુભવમાળા:**

સાજ=શણગાર, પ્રધાનની સાથે વસતી ગૌણ વિભૂતિઓ

સજુ=શણગારુ •

# અનુક્રમણિકા

પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

# કેટલાંક કાવ્યો

ભાગ ૨ જો

ન્હાનાલાલ દલપતરામ કવિ

# પ્રેમભક્તિ-ગ્રન્થમાલા



| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૧ કેટલાક કાવ્યો, ભાગ ૧ લો | ૧૯૦૩ |
| ૨ રાજસ્થોની કાવ્યત્રિપુટિ | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩ વસન્તોત્સવ | ૧૯૦૫ |
| ૪ કેટલાક કાવ્યો, ભાગ ૨ જો | ૧૯૦૮ |
| ૫ ઇન્દુકુમાર, અંક ૧ લો | ૧૯૦૯ |
| ૬ ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો | ૧૯૧૦ |
| ૭ શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી | ૧૯૧૦ |
| ૮ જયા-જયન્ત | ૧૯૧૪ |
| ૯ મેઘદૂત, સમશ્લોકી | ૧૯૧૭ |
| ૧૦ ઉષા | ૧૯૧૮ |
| ૧૧ ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨ રાજર્ષિ ભરત | ૧૯૨૨ |
| ૧૩ પ્રેમકુંજ | ૧૯૨૨ |
| ૧૪ પ્રેમભક્તિ-ભજનાવલિ | ૧૯૨૪ |
| ૧૫ સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬ વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી | ૧૯૨૫ |

પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

# કેટલાંક કાવ્યો

## ભાગ ૨ જો

ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૮૪ ઈ. સ. ૧૯૨૮

દોઢ
કીંમત [illegible] રૂપીઓ

પ્રકાશક ન્હાનાલાલ દલપતરામ કવિ,
ભદ્ર, અમદાવાદ નં ૧

| | | |
|---|---|---|
| આવૃત્તિ ૧ લી | ૧૯૦૮ | પ્રત ૧૦૦૦ |
| આવૃત્તિ ૨ જી | ૧૯૨૮ | પ્રત ૧૫૦૦ |

ધી "ન્યુસ પ્રિન્ટીંગ" પ્રેસમા
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપ્યું
કાળા ઘોડા બિક–હાઉસ–લેન, કોટ, મુંબઈ

ગુરુદેવ! નમો નમઃ
ગુરુ! ત્ય્હાં સુણાશે આ શબ્દ?
જ્ય્હાં વિચરો છો જ્યોતિઃ સ્વરૂપે
ત્ય્હાં મૃત્યુલોકના બોલ પહોંચે છે?
શીખવ્યું છે આપે જ, ને સ્મરું છું
કે માનવ વાણીનો પડઘો
શ્રવણેન્દ્રિયમાં પરિસમાપ્ત થતો નથી.
મનવચનકર્મના મહાધ્વનિ
જગતમાં ને જગતની પાર ઘોરે છે.
તેથી શ્રદ્ધા છે ગુરુબોધમાં
કે શબ્દ નહીં તો શબ્દાર્થ,
ને શબ્દાર્થ નહીં તો શબ્દભાવ
સદા યે સંભળાય છે ત્ય્હાં.

'ત્ય્હાં' એટલે ક્ય્હાં?
સ્વર્ગ? વૈકુંઠ? ગોલોક? અક્ષર? ક્ય્હાં?
જગજ્જનો જાણવા ઇચ્છે છે,
મૃત્યુના પડદા પાછળ જોવા વાંછે છે.
મ્હેં તો વચનામૃત પીધું છે કે
न हि कल्याणकृत् कश्चिद्
दुर्गतिं तात! गच्छति.

કંઇ કંઇના કલ્યાણ કીધા છે,
પ્રાણધન ખરચી પ્રાણ ઉદ્ધાર્યા છે,
તે કલ્યાણ જ પામ્યા છો
જ્યહાં વિહરો છો ત્યહાં,
સસારમુક્ત તે સદ્‌ગતિમા
પુણ્યધામે આનન્દમૂર્તિ છો

ગુરુરાજ! મોહન એ મચ્છુનો કાંઠો,
ને હેતાળ એ મોરબીની વસ્તી!
કાળમીંટના વજ્રતટની એ વેરાન ભવ્યતા,
ને લોકસઘના સદ્‌ભાવની એ ફુમાશ!
દેવ ને મનુદેવ જ્યહાં લીલા કરે
તે તીર્થ અન્ય અતીર્થ
ગુરુદેવ! પુણ્યપગલાથી આપે,
ને સાધુકવિ વેદમૂર્તિ મહર્ષિ
બ્રહ્મસભાના બ્રહ્મરત્ન શકરલાલજીએ
એ અતીર્થને તીર્થ કીધા અમ માટે
ગગા અને ગગાના તટવાસી જેવા
સ્મરણમા રમે છે એ સહુ

ઘેરે નાદે સુખની મોરલી બોલતી,
ન્હાને ડગલે પૃથ્વી ઉપર પગલા પાડતા,
પુણ્યના પરિમલે જીવનનું પુષ્પ વિકસતું
પ્રફુલ્લ બૃહસ્પતિની જોડલી સમોવડી

નયનબેલડી ત્હમારી પ્રોજ્જ્વલ પ્રકાશતી
વિશાલ તેજસ્વી ભાલદેશે
અનેકરેખ ત્રિપુંડ્ર સમી
તત્ત્વચિન્તનની રેખાઓ લખાતી.
જ્ઞાનભારે ભમ્મરો નમતી,
અનુભવના અંબારથી અજાયેલાં
પોપચા ધીમેશથી પડતાં ઉપડતાં.
ફિલસુફ્ની તત્ત્વલીનતા ને ચિન્તનસમાધિના
વદને ઊંડા પડછાયા પથરાતા.
યૌવનનો ઉઘાડ છતાં વિકારહીન,
બુદ્ધિવૈભવ છતાં અડગ શ્રદ્ધાવાન્,
પ્રારબ્ધવાદી છતાં નિરન્તર પુરુષાર્થી,
અદ્વિતીય ગુરુ છતા સદાના શિષ્ય,
મહાતત્ત્વજ્ઞાની છતા યે
એકાન્તિક ભક્ત ત્હમે હતા.
અભ્યાસના ખાલી કુંભમા
ટુંકા જીવનનો ઉભરાતો અનુભવ
નીતારી નીતારી ભર્યો હતો.
જડદેહે બટુકજી જણાતા,
પણ ચેતનદેહે વિરાટરૂપ વિલસતા.
સાદાઇ અને સરળતાની સૌમ્યમૂર્તિ,
ઉન્માદ ને અત્યાચારના અરિ હતા.
વસન્તના વાયુ વાય,
ફૂળે, ને સહકાર નમે.
સંસારના સદ્‌ફળ ફળતાં •

તેમ તેમ ત્હમારી ડાળે નમતી:
સન્માનથી સર્વદા ત્હમે વિનયી થતા.
અમારી નિત્યે કલ્યાણકામનાવાળા,
શિષ્યોના નિરન્તર હેતના લોભી,
વિદ્યાર્થીઓની વાતના વિસામા હતા.
બ્રહ્મચારીને બ્રહ્મચર્ય બોધતા,
ગૃહસ્થાશ્રમીને ગાર્હસ્થ્ય ધર્મ શિખવતા:
પ્રેરણાથી પ્રકાશતી એ વાણી હતી.
દેવમન્દિરમાં યે દેવકથા કરતા,
પુરાણ વાર્તા નવઉત્સાહે લલકારતા,
સાધુસન્તો યે સુણી સત્કારતા તમ વેણ.
પંચેન્દ્રિયો અખંડ પંચ વર્તમાન પાળતી.
એકાદશીનાં જાગરણ ઉપવાસ ધુન નિરખી
સુફી અને અગમ્યવાદી સાંભરતા.
ત્હમારા વતન ફરતાં વનમાંના
મહાઘોષ શાર્દૂલની ગર્જના સમોવડો
ત્હમારો ઉપદેશ ગાજતો.
લક્ષ્મીજીએ કુંકુમચન્દ્રકે
ને નારાયણ ભગવાને કેસરતિલકે
ગુરુરાજ! ત્હમને વધાવ્યા હતા:
ને દેવભાગનું નૈવેદ્ય ધરાવીને જ
દેવદત્ત વૈભવ ત્હમે ભોગવતા.
લીલમલીલી એમ ગુજરાતની અમરાઇએ
નવશિક્ષણની ત્હમે સાખ હતા.

પ્રાચીન–અર્વાચીન ઉભયમાં વિશ્વાસુ,
પૂર્વ–પશ્ચિમ ઉભયમાં શ્રદ્ધાવાળા,
રાજપ્રજા ઉભયમાં આસ્તિક રહેતા.
સદ્‌ગુરુ સહજાનન્દજી ને મહાત્મા અફ્લાતુન
ઉભયના પરમ ઉપાસક હતા.
કાલના આદિથી કવિઓ
પુષ્પના ગુણાનુવાદ ગાઇ રહેવા
મથે છે, પણ નથી ખૂટ્યા એઃ
મહાનુભાવી ગુરુદેવની તો પછી
ગુણગીતા કેમ ગવાઇ રહે?
નેતિ, નેતિ, નેતિ, ભગવન!

આયુષ્યની ઉજ્માળી સ્મૃતિઓ
કોને નથી સતાવતી?
સુખનાં સ્મરણોમાં ઊંડું દુઃખ છે,
દુઃખનાં સ્મરણોમાં ઊંડું સુખ છે.
પુરાણું સુખ સંભારતાં યે
દિલ દાઝે છે, ગુરુજી!

સૂર્યનું કિરણ સપ્તરંગે ઉઘડે,
ને સાતે રંગ પાછા સંકેલાઇ
એકજ્યોત શ્વેત કિરણ સોહાયઃ
ત્હમારા જીવનનું કિરણ પણ તેમ
સંસારમાં અનેક રંગે ઉઘડ્યું,
ને ઉઘડી, પ્રફુલ્લી, ઝગહળ ઝગી,

અન્તે એકજ્યોત મ્હેકેલાઈ,
ધવલ રંગે ધર્મમા આથમ્યુ,
ને સૂક્ષ્મ અંશ અક્ષરચરણે વિરામ્યો
જય એ ત્હમારો, ગુરુદેવ!
જગત જીત્યા, ને પછી યે જીત્યા

પૃથ્વીને આરા છે
ને પૃથ્વીમાની ઉત્ક્રાન્તિને યે આરા છે
એ પછીના ઉત્ક્રાન્તિમાર્ગ
અવકાશને સ્હામે તીરે છે,
ને મૃત્યુની નદીના અન્ધારકાળા નીર
વચમા ઘેરા ઘેરા વહે છે
એ વારી તરી ઉતરતા
મનુષ્યના માટીના માળખા
ઓગળી જાય છે, દેવ!
ત્હમે પૃથ્વીના પોશાક ઉતાર્યા,
ત્હમે ચેતનના વાઘા સજ્યા,
ત્હમે તેજની પાખો પ્રસારી ઉડ્યા
એ ઉત્ક્રાન્તિના અગોચર પન્થે
ઊર્ધ્વગામીનું જવુ યે ધન્ય છે,
અધોગામીનું જીવવુ યે ધૂળ છે
જગતયાત્રામા જીવન ને મૃત્યુ
ઉભય ત્હમે ધન્ય કર્યા

ટૂકી આયુષ્યની અવધો ત્હમારી,
પણ લાબા ઉરના સભારણા અમારા

સૂર્ય કરતાં સૂર્યપ્રકાશ વિસ્તીર્ણ છે,
પુષ્પ કરતાં પુષ્પના પરિમળ બ્હોળા છે:
પ્રકાશવન્ત ને પરાગમય આયુષ્ય કરતાં યે
એ આયુષ્યના સ્મરણસુગન્ધ દીર્ઘજીવી છે.

यस्मान्नोद्विजते लोको
लोकान्नोद्विजते च यः;
કોઈને દૂભવ્યા નથી,
કોઈથી દૂભાયા નથી:
વડવાનળની મહાજ્વાલાઓ, દેવ !
જો કે ઘણી યે સળગાવેલી મ્હેં તો,
પણ દિલનો દરિયો ડહોળાયો નથી.
સહુને બધું ક્ષમા કરતાં જ
સંચર્યા છો સંસારના તીર્થમાં.

આપણો પ્રસગ શું આલેખું ?
નથી વીસર્યો ને નહીં વીસરાય,
સ્મરણમાંથી નહીં સરી જાય
એ આપેલું જીવતદાન.
ખરાબે લાધતી મ્હારી નૌકાને
વાળી વ્હેણમાં મૂકી,
એ નાખુદા ભૂલશે કદી?
ગગનના તારકલેખ ભૂંસાશે?
કે ભૂંસાય એ હઇયાના લેખ?

ગુરુદેવ ! નમોનમ :
એક વાર શરણે આવ્યો, ને તર્યો.
બીજી વાર પુણ્યનામાવશેષ
અહીં લખું છું અધુરે અક્ષરે.
લોકકવિતા કહે છે કે
રામનામે પત્થર તર્યા :
તો કાશીરામને નામે
આ પત્થરે તરશે સ્તો.
ત્હંાથી યે ઉદ્બોધજો મુજ બુદ્ધિને,
ને પ્રેરણાનાં પીયૂષ પાઠવજો, દેવ !
शिष्यस्तेऽहं, शाधि मां त्वां प्रपन्नम्.

# પ્રસ્તાવના

વસન્તોત્સવ પછી ઈન્દુકુમાર પ્રસિદ્ધ કરવાનું જાહેર થયું હતું. એ નાટકના અંકો છૂટા છૂટા છપાવવા વિચાર છે, અને પહેલો અંક છાપખાનામાં ગયો છે. દરમિયાન મ્હારાં કેટલાંક કાવ્યોનો બીજો સંગ્રહ ગુર્જર પ્રજાને ચરણે ધરું છું. ઇન્દુકુમાર સિવાયનાં મ્હારાં અન્ય અપ્રસિદ્ધ કાવ્યોમાંના કેટલાંક ગીતો આ સંગ્રહમાં લીધાં છે.

એ તો સ્પષ્ટ જ છે કે દલપતકાવ્ય અને નર્મકવિતાની પેઠે બીજી નવી કવિતા લોકસમૂહે હજી માન્ય નથી કીધી, અને, કેટલાંક અપવાદરૂપ કાવ્યો સિવાય, કુટુંબોમાં નથી દાખલ થઇ. પણ જેમ જેમ વાચકવર્ગ ગુજરાતી ભાષામાં વધારે સુશિક્ષિત થશે, જેમ જેમ વર્તમાન કવિતાના લેખકો પોતાની પાંડિત્યશૈલી નરમ પાડતા જશે, જેમ જેમ સર્વાનુભાવી ન હોય એવાં સ્વાનુભવોનાં ગીતને બદલે લોકસંસ્થાના પ્રશ્નોનો, પ્રજાના આશાઅભિલાષનો, ગુજરાત, હિન્દ અને દુનિયામાં અંકુરતી નવચેતનનાનો કવિતામાં વધારે પ્રભાવ પડવા લાગશે, જેમ જેમ જગતનાં સર્વોત્તમ કાવ્યોની હારમાં ઉભવું છે એ લક્ષ્યમાં લાવી પયગમ્બરોની

પેઠે આપણા કવિઓ સ્વર્ગના સન્દેશ જેવાં ઉત્સાહી પ્રેરણાભર્યાં પરમ શ્રેય દાખવતાં કલ્યાણસ્તોત્રો ગાવા માંડશે, તેમ તેમ, મ્હારી શ્રદ્ધા છે કે, લોકસમૂહ નવી કવિતાને વધારે ને વધારે આદર આપશે. ગુજરાતની કુંજો નિર્જન નથી, કે કુંજવાસી સજ્જનસજ્જનીઓ એટલાં બધીર કે અરસિક નથી. કોયલ ખુલ્લે શબ્દે બોલશે તો સહુ સાંભળશે, ને સત્કારશે.

ઇ. સ. ૧૯૦૮ ન્હાનાલાલ દલપતરામ કવિ

## ભેદના પ્રશ્ન

મ્હેં તો કુંકુમે લીંપ્યું મ્હારું આંગણું રે લોલ:
કોઈ ભેદુ આવો તો ભેદને ભણું રે લોલ.

મ્હારી આંખે અદૃશ્ય આંસુડાં વહે રે લોલ:
વિધિ જોઇ જોઇ કાં હસી રહે રે લોલ?

આવો સન્તો! સદ્‌બોધો મ્હારી આંખડી રે લોલ:
પ્રાણ વારી પૂછીશ પહચાખડી રે લોલ.

મહાગિરિને ગહ્વર ધોધ ઉછળે રે લોલ:
એના અકળિત નીરઘોર કો કળે રે લોલ?
ત્હો ય ધોધ કેરે ધમક જગત ધમધમે રે લોલ:
મ્હને આંસુના એમ અનુકમ્પ જમે રે લોલ.

કોઇ સ્નેહીના પાલવ લોચન લહૂવે રે લોલ:
નીચે ઉછળે ઉરસ્નેહ, આત્મ એ જૂવે રે લોલ.

ગાન સ્હમજું ન, ત્હો ય ગાન વેદનાં રે લોલ:
રુદન અરુચે, રુચે છે ત્હો ય વેદના રે લોલ.

બાલ પજવે, હા! ત્હો ય મ્હારા અંગનાં રે લોલ:
આંખ રડતી, તે ત્હો ય પ્રાણઅંગના રે લોલ.

જ્ઞાની! સાધુ! આવો તો કહું વાતડી રે લોલ:
ઉભા રહો તો ઉઘાડું મ્હારી છાતડી રે લોલ.

## (૨૦)

કૃપાનાથે બ્રહ્માંડ એવું કાં કીધું રે લોલ?
નયન આવડું, ને જગ તો મ્હોટું બધું રે લોલ.

ગામપાદર બેસી કાં બોલે મોરલા રે લોલ?
ચન્દ્ર સૂરજ સન્તાડે વદન કા ભલા રે લોલ?

મહાબ્રહ્માંડ ક્ય્હારે ઘૂંઘટ ખોલશે રે લોલ?
ક્ય્હારે સચરાચર બ્રહ્મનીર ડોલશે રે લોલ?

આવો સન્તો! તમ પગલે પાવન થવું રે લોલઃ
પ્રાણરુધન્તા પ્રશ્ન પદે ઠાલવું રે લોલ.

ખીલી વસન્ત, ડાળ લૂમખે લચી રે લોલઃ
ટુંકો આંબો, ને લાંબી દૃષ્ટિ કાં રચી રે લોલ

વિશ્વ વીંટી આકાશની ઝાડી ઝૂકી રે લોલઃ
મધુ વનમાં, મીઠાશ જીભે શે મુકી રે લોલ

ઢળે અઢળક રસ મેઘ મહારેલમાં રે લોલઃ
સમી સ્હાંજે ભરુ તે મ્હારી હેલમાં રે લોલ.

મ્હારા ઉરની ન હેલ તો મ્હોટી કશી રે લોલ·
ભરુ ભરું ત્હો ય ખાલી હેલ ભાગ્ય શી, રે લોલ.

છતાં શીળો અગ્નિની ઉપર ચાલવું રે લોલઃ
ફૂલ ફૂલે, તો ઘડીનું એ ફાલવું રે લોલ.

તેજ આવે, તો અર્ધ દિવસ આથમે રે લોલ·
જીવન જાગે, તો અર્ધ નીન્દમાં શમે રે લોલ.

મોરવરણું અખંડ ચાપ ઈન્દ્રનું રે લોલ:
ભોવું-રોવું, સૌન્દર્ય એવું કાં બન્યું રે લોલ?

લોક કહે છે, પ્રભુના મીઠા બોલડા રે લોલ:
એક લીધા કંઇ મુજ શું અબોલડા રે લોલ?

તેજ-અન્ધકાર મળી ગૂંથે દિનને રે લોલ:
હસવું-રડવું, એ ઉભય રચે જીવનને રે લોલ.

મ્હને એટલું એ! એટલું કહો કથી રે લોલ:
દીઠું અદીઠું હો સન્ત! કાં થતું નથી રે લોલ?



## નયણાંની ધાર

નયણાં મ્હારાં નીતરે,
કોઇ લ્યો નયણાંની ધાર;
સાગર મ્હારા છીછરે,
કોઇ લ્યો સાગરની સાર. ધ્રુવ.

અભ્યાગતના આંસુડાં,
કોઇ લ્યો હઇડાંના ભાર:
પરમારથનાં દૂધડાં
દૂહોઇ આપો કો આધાર.
હો! કોઇ લ્યો નયણાંની ધાર.

સ્મરણે સંકટ સાંપડ્યાં,
કોઇ દો સ્મરણીનાં દ્વાર:

કરણે કારણુ ના જડ્યાં,
કોઇ ફુહો કરણોનાં કારઃ
હો! કોઈ લ્યો નયણાંની ધાર.

ઉરના સાગર છીછરે,
કોઇ લ્યો ઉર કેરી સારઃ
નયણે આત્મા નીતરે,
કોઇ લ્યો આત્માની ધારઃ
હો! કોઇ લ્યો નયણાંની ધાર.



## ઝીણા ઝીણા મેહ

ઝીણા ઝરમર વરસે મેહ,
ભીંજે મ્હારી ચુંદડલી
એવો નીતરે કૌમારનો નેહ,
ભીંજે મ્હારી ચુંદડલી. ધ્રુવ

આજે ઝમે ને ઝરે ચન્દ્રીની ચન્દ્રિકા,
ભીંજે રસિક કોઇ બાલા રેઃ
ભીંજે સખી, ભીંજે શરદ અલબેલડી,
ભીંજે મ્હારા હૈયાની માલા·
હો! ભીંજે મ્હારી ચુંદડલી.

વનમા પપૈયો પેલો પિયુ પિયુ બોલે,
ટહુકે મયૂર કેરી વેણાં રે.
ટમ ટમ ટમ ટમ વાદળી ટમકે,
ટમકે મ્હારા નાથનાં નેણાં·
હો! ભીંજે મ્હારી ચુંદડલી

આનન્દકન્દ ડોલે સુન્દરીનાં વૃન્દ ને
મીઠા મૃદંગ પડછન્દા રે:
મન્દ મન્દ હેરે મીટડી મયંકની,
હેરો મ્હારા મધુરસચન્દા !
હો! ભીંજે મ્હારી ચુંદડલી.



## એ રત

મ્હોરી મ્હોરી આંબલિયા કેરી ડાળ રે,
એ રત આવી, ને રાજ! આવજો!
ઝીલે નીરે સારસ સરોવરપાળ રે,
એ રત આવી, ને રાજ! આવજો!

કુંજ કુંજે વાઘા સજ્યા નવરંગ રે,
એ રત આવી, ને રાજ! આવજો!
ચન્દ્ર હસી અજવાળે રજનીનાં અંગ રે,
એ રત આવી, ને રાજ! આવજો!

તેજ મધુર વરસે, ને વિશ્વ મહીં ન્હાય રે,
એ રત આવી, ને રાજ! આવજો!
લીલો પેલો વનનો મંડપ ઝોલાં ખાય રે,
એ રત આવી, ને આજ! આવજો!

ઉભી ઉભી નીરખું છું વાટ, અલબેલ રે!
એ રત આવી, ને રાજ! આવજો!
ફૂલડેથી લૂમી ઝૂમી મ્હારી વેલ રે,
એ રત આવી, ને રાજ! આવજો!

(૨૪)

## યૌવના

કોઇ ક્‌હેશો
તે શા વિચાર કરતી હતી ?

મધ્યાહ્ન હતો,
સૃષ્ટિને સેંથે સૂર્ય વિરાજતો.
આશપાશનું ઉંડુ આકાશ
નીલઘેરુ ને નિર્મળુ હતું
ક્ષિતિજ ઉપર જલભર પયોદ,
વિશ્વનાટકના પડદા જેવા,
અદ્ધર સરતા, પડતા,
ને ધીમેશથી ઉપડતા
મધ્યાહ્ન ખીલેલો ને નિર્જન હતો

સન્મુખ સાગર લહરતો
જાણે આકાશ ઉતારી પાથર્યું !
જલ ઉપર કિરણ રમતા
રૂપાની રેખાઓ દોરતા,
હસી હસી મીટ મટમટાવતા,
ને ઉડી ઉડી જતા રૂહેતા
સાગરનો વિશાલ પલવટ
મધ્યાહ્નમા પલપલતો હતો

ઋતુ વર્ષા હતી,
ને વર્ષાની તે શરદ્મજરી હતી

કિનારા લીલા ને પ્રસન્ન હતા.
ધરા આંખ ઠારતી.
વિધિનું ચીતરેલ ચિત્ર હોય
સૃષ્ટિ ત્‍હેવી કદિ સ્થિર ભાસતી.
કાલે મેઘ વરસી ગયો હતોઃ
આજ પદાર્થો ઉપર જલનો રંગ ચમકતો.
ભીની તેજસ્વિની લીલાશ
દિશ દિશમાં પ્રસન્નતાથી પ્રકાશતી.
આછાં તેજ અને અન્ધકાર
પાંદડાંમાં સન્તાકુકડી રમતાં.

આઘા સાગર ઉપરથી
શીતલ અ નલ આવતા.
સૃજનને સૂર્ય ઉષ્મા દેતો,
અગ્નિને અનિલ આવરી લેતા.
સકલ સૃજનઅવકાશ ભરી
ઉષ્મા ને શીતળતાની ઉર્મિઓ ઉછળતી.

ગરુડના માળા જેવી
અન્તરિક્ષ એક આરસની અટારી લટકતી.
મહીં આરસના પાટ માંડેલા હતા.
ભ્રુકુટિ કોતરેલ કમાન નીચે
નમેલી રસભર વેલી સમી
એક યૌવના ઝૂકેલી હતી.
તુલસીના છોડ સરિખડાં આશપાશ

સખિઓ શા પડછાયા રમતા.
ઉપર દ્રાક્ષનો ઝૂમખો ઝૂમતો.
સુન્દરીનાં સુન્દર નયનો
સાગરના ઓઘ ઓળંગતાં.
ગુલાબની પાંદડીઓ જેવાં ચરણ
આરસમાં ગુલાબ પાડતા.
જમણા કરમાં મોગરાની માળા હતી.
સુકુમાર પ્રભાતરંગી સાળુમાંથી
અમૃતના સરોવર સરખો દેહ
અને તેજસ્વી કરનો કમલદંડ જાણે
હાથેળીનું પુષ્પ પ્રફુલ્લી આપવા આવતા.
અંગે અનંગની ભસ્મ ચોળી હતી.
મુખડે કવિઓની કવિતા પ્રકાશતી.
કીકીમાં સ્વપ્ન સ્ફુરતાં.
પાંદડી જેવાં પોપચાં ફરકતાં.
હૈયું ભરેલું ને વિશાળ હતું.
વિધિદીધેલ રત્ન સમો
ભાલદેશે ચન્દ્રક રાજતો.
અંગઅંગ ફૂલ ફોરતાં.
કોકિલ ડાળે બેસે ને દીપે
તેમ રમણી નિજ કુંજે શોભતી.

ચાંદનીના ઢગલા જેવું
શ્વેત ન્હાનકડું હરણનું બચ્ચું
નીચે રૂપાની સાંકળે બાંધેલું હતું.

યૌવના શું વિચારતી?
પ્રાણની ભરતી લોચનમાં ડોલતી.
મધ્યાહ્નનાં તેજ વિલોકતી?
જલના રંગ આલોચતી?
સાગરના તલ નિહાળતી?
અસીમ જલરેખાઓ વીંધી વીંધી
સ્હામી પારનો સંગમ શોધતી?
ગુલાબની અંજલી જેવું મુખડું,
મહીં આકાશના અણુ જેવાં નયનઃ
આછી ઉષાના ઓજસનું અંગ હતું.
યૌવના શાં ઇન્દ્રજાળ જોતી?

એક વાદળી આવીઃ
મહાનૌકાના મહિમાવતી
દૂરથી એક વાદળી આવી.
સૃષ્ટિ ઉપર પાલવ પાથરતી–સંકેલતી
તેજછાયાની રમત રમતી રમતી
યૌવનાને વદન અડકી ગઇ.

કોઇ—કોઇ કહેશો
તે યૌવના શું વિચારતી હતી?

## વિપ્રયોગ

હા રે મ્હને ઝેરી નાગોએ ડંખ દીધા,
    હો સન્ત! હાવાં કેમે ઉતારશો એ ઝેર?
હા રે મ્હને ઘેરી સચોટ બાણ વીંધ્યા,
    હો સન્ત! ઘાવ ઉરના રૂઝાવશો શી પેર?

ઉંચી ઉંચી તારલી એ મીટ માંડી મટકે,
    સન્તાય મ્હારી પાંપણ વિશે દિનરૈન
રહી રહી ઝીણું ઝીણું હો સન્ત! ખટકે,
    અજાય મ્હારા લોચન વિશે મદઘેન

ડોલે પેલી કમલિની જલ કેરી હેલે,
    વસન્તજલે એવો ડોલે ફૂલપ્રાણ
મધુપ મ્હોંણે ગુંજે, પરાગ ઢળે વેલે,
    અખંડ ફુવ્હારે રેલે એવી રસલ્હાણ!

લળી–ઢળી આસોપાલવ કેરી ડાળી,
    ઉપર કોયલ ટ્હૌકા કરે મધુઘોષ
હતી એક ઇક્ષુના દંડ સમી બાળી
    —નજર! કેમ કાળી ગોરલે ભરરોષ?

•

-----

## વેણુ

આકાશ ઉભું ધરી ઉદયાચળ થાળમાંઃ
આકાશે નાખ્યું મ્હેં વેણુઃ
વેણુ મ્હારૂં નન્દવાણું રે.

આરબ્ધ આવ્યું ભરી ફૂલડાંની છાબડીઃ
ફૂલડાંનું નાંખ્યું મ્હેં વેણુઃ
વેણુ મ્હારૂં નન્દવાણું રે.

ઉતરી વિધાત્રી લઇ કુંકુમકંકાવટીઃ
કુંકુમનું નાંખ્યું મ્હેં વેણુઃ
વેણુ મ્હારૂં નન્દવાણું રે.

દેવી પધાર્યાં, હતી રસભીની આંખડીઃ
રસ કેરૂં નાખ્યું મ્હેં વેણુઃ
વેણુ મ્હારૂં નન્દવાણું રે.

વેણુ નન્દવાણું, સૌભાગ્ય નન્દવાણુંઃ
મ્હારૂં એક અદ્વિતીય વેણુઃ
વેણુ મ્હારૂં નન્દવાણું રે.



## અદ્‌ભુત સુન્દરતા

જરી તો શાન્ત લજ્જા ધાર!

લોલવિલોલ કપોલનો હ્‌હારો ગુલરેખ મોહનમન્ત્ર
સહૃદય કોઇ કુમારના કદી કરશે સ્નેહ અતન્ત્રઃ
અહો! તુજ મદભર ગુલગુલશાન.

ઉચ ઉગે જો! આકાશમાં શાણી ચન્દ્રીની શરદની રેખઃ
શીતળ હ્‌હેની સાન્ત્વના ભૂરી નયનશરે ન આલેખ
સખિ! રસમસ્તાનો આનન્દ.

ફૂલગુલાબી હ્‌હારી ઓઢણી, હ્‌હેમાં છૂપલા છાયા મોર·
ઢાળી દષ્ટે હ્‌હેને પ્રેર ના, એ તો મુગ્ધ હૃદયના ચોરઃ
હૃદયપટ તુજ પર નર્તન્તા.

મરકલડાં મીઠાં મુખનાં, મધુવદતા વદનના વિલાસ,
સ્નેહભૂખ્યા કોઇ સ્નેહીનું ઊંડું હૃદય ચીરી લેશે આશ·
મનોગમ તે મુખના સન્દેશ.

વારી લે, જરી વારી લે હ્‌હારા રમતા રસીલા એ ભાવ·
ખોટું હૃદયનું ખેંચવુ હ્‌હેમાં લાડકડી! નથી લ્હાવઃ
પ્રભુનાં જો! નયનો નિરખે.

શીલ્પીએ ઘડી રાજપૂતળી, કાંઇ પૂર્યા ચિતારે મહીં રંગઃ
તુજ હસતું વદન કોણ દોરશે? પેલો રમ્ય હૃદયઉછરંગ
ગહન નયનોમાં ઝળહળતો?

## હૃદયની વાત

અમારે આંગણે તો એકદા કોયલ હતી પેલીઃ
છૂપીને ડાળ બેઠી'તી, મધુર ગીત બોલતી ઘેલી.

ઊંડાં સ્મિત વેરતી રમતી નવલ રજની નભોમંડપઃ
અને શશિરાજ સખિશીર્ષે સુહવતો જ્યોત્સ્નિકાવેલી.

દિશાઓ ગાજતી ગીતે, ઉછાળા લેતું'તું હૈયુંઃ
સખિ! ક્યહાં એ સુણ્યું જઇને ? ઉડી રસ કોકિલા રેલી.

વિરલ અન્ધાર વરસી મેઘમંડળની ઘટા ડોલેઃ
ડૂબી અન્ધારમાં અવની, ડૂબી સૌ પૂર્વની કેલી.

પધારો ઓ! હવે દિલબર! સુણાવો સુર ત્હમારા એઃ
ગહન નિ:શબ્દતા જગની નહીં તો ઉર જશે ફેલી.

પ્હણે પણ જો! ગગનમર્ગે અમીદીપ લઇ ઉભી તારાઃ
જગતના સ્નેહીઓને ન્હોતરે એની અમૃતહેલી.

હજો અન્ધાર કે જ્યોત્સ્ના, હજો ગીતશબ્દ કે શાન્તિઃ
હૃદય ઉછળે હૃદય મળતાં, હૃદયઉર્મિ ન કો છેલ્લી.

ઉગી એ આશની તારા, નયન ચોટ્યાં ત્યહાં રહેશેઃ
જીવનની તારલી! ત્હારે કિરણ મુજ હોડી મ્હેં મ્હેલી.

કદી તો તો સુહાગી સાડીમાં સન્તાઇને ત્હારી
વદીશ, સુખભાવ તુજ પીતાં, હૃદયની વાત, અલબેલી!

—કદી સુકુમાર શુભસૌન્દર્યના તુજ તેજમાં, રસીલી!
કહીશ, મધુહાસ તુજ ઝીલતાં, હૃદયની વાત, અલબેલી!
હૃદયની વાત, અલબેલી!

## આમન્ત્રણ

આવજો—આવજો યમુનાઘાટ, ત્હાં મળશું.

આવજો—આવજો, ગાયો લાવજો, ત્હાં ચરાવજો,
આવજો યમુનાઘાટ, ત્હાં મળશું—ધ્રુવ.

એક મીટ બીડું ત્હાં તો બીજી મીટ ઉઘડેઃ
વ્હાલાંની જોઉં હું જલતીર વાટ,
યમુનાઘાટ, ત્હાં મળશું.

આસુડાં ન નીતરે, ન ચેન મ્હારાં ઉતરે.
વિશમે ન આંખના ઉચાટ,
યમુનાઘાટ, ત્હાં મળશું.

પધારો, પધારો, એક તરશ દરસનીઃ
આજુ કેરા માંડી મેલ્યા પાટ,
યમુનાઘાટ, ત્હાં મળશું.

દૂધલડાં દૂહોશું, પીશું ને પાશું·
મટુકી ભરી લઇશું જગને માટ,
યમુનાઘાટ, ત્હાં મળશું.

ઘેરી ઘેરી મોરલીમાં સાગરના શબ્દ વાજોઃ
લખજો બ્રહ્મલેખ મ્હારે લલાટ,
યમુનાઘાટ, ત્હાં મળશું.

આવજો—આવજો યમુનાઘાટ, ત્હાં મળશું·
આવજો—આવજો, હૈયાં લાવજો, ત્હાં ચરાવજો,
રસયમુનાને ઘાટ, ત્હાં મળશું.

# એ દિવસો

ચન્દન છાંટી શોક સમાયોં વ્યોમનો,
રજની રસીલી હસતી લલિત વર હાસ જો:
ચાંદલિયો ઉર ભરી ભરી રસ કંઈ ઢોળતો,
આપણ પણ રમતાં'તાં વિરલ વિલાસ જો:
એવા યે દિવસો પણ પ્રિયતમ ! વહી ગયા.

ફૂલફૂલની પાંખડીઓ મીંચઇ ઢળી જતી,
નમી નમી પ્રિયને લેતા સુરભિ ઉછંગ જો:
નયનોમાં નયનો ઢળીને હેત શું
ઉજવ્યો ઉત્સવ સ્હમજી પરમ પ્રસંગ જો:
એવા દિવસ હતા તે પ્રિયતમ ! વહી ગયા.

પ્રિયતમ ! એ શશીરાજ સ્હડન્ત અટારીએ,
પડે રમે ન્હાનકડો અનિલકુમાર જો:
ને મદભર રજનીનાં નયનો નાચતાં,
હૃદય ઝીલે સૌના અમૃતની ધાર જો:
એવા દિનનાં શમણાં પ્રિયતમ ! વહી ગયાં.

પલ્લવમાં પલ્લવના પાલવ પાથરી
પંખી પ્હોઢ્યાં ભીડીને પાંખ શું પાંખ જો:
વિલસે આજ જગત સહુ રસના અંકમાં,
અજબ વિલસતી અલબેલી તુજ આંખ જો:
એવા રસદિવસો યે પ્રિયતમ ! વહી ગયા.

## આંસુના ભેદ

આંસુડાંના ભેદો, હો!
બતાવો-બતાવો કોઇ. ધ્રુવ.

પ્રસન્ન ચૈત્રે શરદે વિલોકતાં
પૂર્વાનુરાગો સ્મરણે ખડા થતાં
દૈવી નિરાશા થકી અશ્રુ ઉભરે,
હૈડે સ્ફુરીને નયનેથી નીતરેઃ
કહો, કેમ તે ભીંજાય અમથી આંખ?
હો! બતાવો કોઇ.

પાતાળથી સ્નેહીસમાજ લાવતી
નૌકાકિરીટે ઝગી આદિ જ્યોત જે;
કે સ્નેહ સર્વસ્વ લઇ નીચે ડૂબે
તે નાવ સાથે શગી છેલ્લી જ્વાળ જેઃ
એવા સદા આશઉમંગ પ્રેરતા,
એવા સદા શોકચિંતા સમા, સખે!
અહો! સ્મરણે સંચેલા દિનની ઝાંખ
તો બતાવો કોઇ.

પ્હરોડ ઝાંખા કંઇ ગ્રીષ્મના વિશે
કો મૃત્યુશય્યાપર માનવી ઢળ્યુંઃ
ને હોલવાતાં નયનો અટારીની
પ્રભા નિહાળે ખીલતી ધીરે ધીરેઃ

અધજાગિયાં પંખીની પ્રાતબંસરી
જેવી સરે તે ભ્રમવાહી કર્ણમાંઃ
એવાં વડાં કૌતુકકારી, કારમાં,
એવી વડી શોક ભરેલ ભ્રાન્તિ શાંઃ
હશે સ્મરણોની સુન્દર કંઇ સાખઃ
હો ! બતાવો કોઇ.

મોંઘાં અહા ! મૃત્યુ પછીથી સ્નેહીનાં
જેવાં રસીલાં સ્મૃતિશેષ ચુમ્બનોઃ
મીઠાં અને કોઇ નિરાશ કલ્પના
જેવાં પરાયે સુખપુષ્પ કલ્પતીઃ
અગાધ સ્નેહોત્સવની લીલા સમા,
અગાધ ઉરના પ્રથમાનુરાગ શાઃ
ને મત્ત—ઉન્મત્ત મહાનુતાપથીઃ
હા ! જીંદગીનાં વિષ ! જે દિનો વિત્યા !
અહો ! સ્મરણોના શેષની એ ખાખ
તો બતાવો કોઇ.

આંસુડાંના ભેદો, હો ! બતાવો–બતાવો કોઇ.

## માફ કરજે, બાલા !

અમો જોગીના જોગ માફ કરજે, બાલા !
ત્હારા ભોગીના ભોગ અંગ ધરજે, બાલા !

અમો સ્નેહ કેરા સાધુ, માફ કરજે, બાલા !
મળ્યા સુખડાના માધુ ત્હારા, વરજે, બાલા !

અમો સુખના સન્યાસી, માફ કરજે, બાલા !
હવે હસતા શું હાસી કોડ પૂરજે, બાલા !

અમો સ્મરણોના સગી, માફ કરજે, બાલા !
મીઠી રમતોના રગીને નોતરજે, બાલા !

અમો રસના ઉપાસી, માફ કરજે, બાલા !
વડા વિશ્વના વિલાસી સાથ સરજે, બાલા !

અમો તનડાના ત્યાગી, માફ કરજે, બાલા !
એક સુન્દર સોહાગી સગ કરજે, બાલા !

અમો રૂપના ઉદાસી, માફ કરજે, બાલા !
ત્હારા યૌવનની પ્યાસી આખ હરજે, બાલા !

અમો રક, કશું દઇએ ? માફ કરજે, બાલા !
ભરી લક્ષ્મીને હઇએ સદા તરજે, બાલા !

અમે દાઝ્યા ને દઝાડ્યા, માફ કરજે, બાલા !
જગજૂઝાળમાં જગાડ્યા, તે વિસરજે, બાલા !

અમે તપના વ્રત લીધા, માફ કરજે, બાલા !
દુ ખ દિલડાને દીધા, તે વિસરજે, બાલા !

અમે આશા ઉચ્છેદી, માફ કરજે, બાલા !
પડ્યા અન્તરાય ભેદી દયા ઝરજે, બાલા !

(૩૭)

## મ્હારું પારેવું

મ્હને પાછું આણીને પેલું આપો, રે પ્રાણ! મ્હારું પારેવું:
પેલી પુણ્યે હો! બાંધેલી પાંખઃ પ્રાણ! મ્હારું પારેવું:
મણિફૂલ જેવી કલગી નચવતું, રે પ્રાણ! મ્હારું પારેવું.
લાવો મીઠી એ નેહ ભરી આંખઃ પ્રાણ! મ્હારું પારેવું.

ભર્યું ભર્યું સરોવર ડોલે, રે પ્રાણ! મ્હારું પારેવું:
તીરે નમણી લજામણીની વેલઃ પ્રાણ! મ્હારું પારેવું.
ત્ય્હાંથી નીકળી મ્હેં રમવાને ધીર્યું, રે પ્રાણ! મ્હારું પારેવું:
મહીં સારસ ખેલતાં'તાં ખેલઃ પ્રાણ! મ્હારું પારેવું.

જરા ચુમ્બ્યું—ન ચુમ્બ્યું ને ઉડ્યું, રે પ્રાણ! મ્હારું પારેવું:
ઉડ્યું ઊંડાં જ્યહાં ઉઘડે આકાશઃ પ્રાણ! મ્હારું પારેવું.
લીધું રમવા તો ન્હોય એમ કરવું, રે પ્રાણ! મ્હારું પારેવું:
દીધો કોલ, પછી ભાગવી ન આશઃ પ્રાણ! મ્હારું પારેવું.

જોઇ મ્હેં તો સંસાર કેરી ઝાડી, રે પ્રાણ! મ્હારું પારેવું:
શોધ્યાં મન્દિર મઠી ને વનદેસઃ પ્રાણ! મ્હારું પારેવું.
જોયાં પંખી, પશુ, જન, દેવો, રે પ્રાણ! મ્હારું પારેવું:
નથી લાધ્યું, ન સુણ્યો યે સન્દેશઃ પ્રાણ! મ્હારું પારેવું.

મ્હારે સારી દિશાઓ યે સૂની, રે પ્રાણ! મ્હારું પારેવું:
સૂના સૂના અન્તરના અવાસઃ પ્રાણ! મ્હારું પારેવું.
પાય લાગું, આણી દ્યો મ્હને પાછું, રે પ્રાણ! મ્હારું પારેવું:
મ્હારા આત્માનો એ તો ઉજાસઃ પ્રાણ! મ્હારું પારેવું.

## સારસનો શબ્દ

સન્ધ્યા ઉજાસ ભરી નમતી હતી, સખિ ! વૈશાખની:
મનોહારી સુશીતલ શાન્ત, હો સખિ ! વૈશાખની.
આવી તરીને દિન મેદિની, સખિ ! વૈશાખની:
ઉભી રજનીને તીર ઘડી શ્રાન્તઃ હો સખિ ! વૈશાખની.

વનમાં વિરામતી વિભૂતિઓ, સખિ ! વૈશાખની·
નદી છવરાતી છાછરનીરઃ હો સખિ ! વૈશાખની.
નિર્મળ ઝૂકી , નભની ઘટા, સખિ ! વૈશાખની:
જલે છાયા ડૂબેલી ગમ્ભીરઃ હો સખિ ! વૈશાખની.

વાયુની લહરી થંભી હતી, સખિ ! વૈશાખની·
હતી ચલી હઇડા કેરી આશ· હો સખિ ! વૈશાખની.
પોઢી'તી સાયસમાધિમાં, સખિ ! વૈશાખની·
જડ—ચેતન સૃષ્ટિની સુવાસઃ હો સખિ ! વૈશાખની.

એવે એક સારસબેલડી, સખિ ! વૈશાખની.
આવી ટહુકી અમારી પારઃ હો સખિ ! વૈશાખની.
અને જાગી જગત રસચેતના, સખિ ! વૈશાખની
રહી વરસી જ્યોત્સ્ના કેરી ધાર· હો સખિ ! વૈશાખની.

## લગ્નગીત

આંગણુ કુંકુમે રે લીંપાવો,
મોંઘાં મોંઘાં ફૂલડાં વેરાવોઃ
સોહાગસાથિયા રે પૂરાવો,
અખિલની કાંગરી કોરાવો.

ધનુષ તો ગુલાલે રે પાડો,
મહી સીતારામનાં બાણુ માંડો·
ઉમ્બર રૂપા સરીખડા ઓપો,
કુળી મીઠી કેળના સ્થંભ રોપો.

વસન્તના કેસુ કેરે ચન્દરવે
ઝૂલે–નમે લજામણી વેલ ગરવે.
રચાવો વામનજી શી રે વેદી,
જશે ધૂમ્ર ગગનમંડળને ભેદી.

આચાર્ય અગ્નિહોત્રી આવે,
પુરાણા પિતૃના અગ્નિ લાવેઃ
બ્રહ્મવિદ બ્રાહ્મણો વેદ બોલે,
પ્રભુભર્યો માંડવો આમ ડોલે.



## લગ્નગીત

સૂરજ ઉગ્યો રે કેવડિયાની ફણશે·
કે વ્હાણેલાં વાયે નવલાં રે.
સૂરજ ઉગ્યો રે મણિમાણેકની ટશરે;
કે વ્હાણેલા વાયે નવલાં રે.

ઉગ્યો ઉગ્યો રે સોના કેરી સળીએ:
કે વ્હાણેલાં વાયે નવલાં રે.
ઉગ્યો ઉગ્યો રે કેસર કેરી કળીએ:
કે વ્હાણેલાં વાયે નવલાં રે.

વરજી કાજે રે મુગટ પાઠવે ઈન્દ્ર'
કે વ્હાણેલાં વાયે નવલાં રે.
આભ કાઠે રે એવું સૂર્યનું બિમ્બ:
કે વ્હાણેલાં વાયે નવલાં રે.
જાણે જાગે રે સસારનો પ્રાણ'
કે વ્હાણેલાં વાયે નવલા રે.
કન્યા માથે રે એવો આવતો ભાણ
કે વ્હાણેલા વાયે નવલાં રે.

સૂરજ પૂજીએ રે તમ મહાભાગ ભર્ગ.
કે વ્હાણેલાં વાયે નવલાં રે.
શુભ પ્રેરો રે અમ કુલ કેરે સર્ગ
કે વ્હાણેલા વાયે નવલા રે.
જગજ્યોતિ! રે મ્હારે જગતે પધારો
કે વ્હાણેલા વાયે નવલાં રે.
દેવધારા રે મ્હારે માડવે સારો
કે વ્હાણેલા વાયે નવલાં રે.

ગુરુ ! આવો રે, વરકન્યા નમાવો
કે વ્હાણેલા વાયે નવલા રે.
થાળ લાવો રે, દિનનાથ વધાવો
કે વ્હાણેલા વાયે નવલા રે.

આજ મ્હારે રે ધન્ય મંગલ ઘડીઓઃ
કે વ્હાણેલાં વાયે નવલાં રે.
મ્હારે માંડવે રે ધ્વજ તેજનો મ્હલિયો,
કે વ્હાણેલાં વાયે નવલાં રે.

## ગીત

ખારા ખારા સાગર મા ઉલેચાવશોઃ
મોતીના મુગટ ન વીર ! ભરાવશો.
જલધિનાં ગીત ભેળાં ગીત ગાશું;
મોતીને જોઇ જોઇ સાંભરે આસું.

ખારા ખારા સાગર મા ઉલેચાવશો·
જલધિના જલચરને મા પજવશો.
સાગરમાં એક છે વીરડી મીઠડલીઃ
અમૃતઆરે ત્હ્યાં માંડશુ ઝુંપડલી.

ખારા ખારા સાગર મા ઉલેચાવશો·
સંસાર સાગર અદકા સુહાવશો.
હવે અમે સસારની સફરમાં પેઠા,
હવે અમે નાથને નાવડે બેઠા.

ખારા ખારા સાગર મા ઉલેચાવશોઃ
નીરમા નારાયણનો વાસો.
લક્ષ્મી ને નારાયણ કેરી જોડ!
વીરા ! એવા પૂરશે અમારા એ કોડ

## સૌભાગ્યવતી

મોગરાનો મંડપ હતો,
ને મંડપ નીચે તે ઉભી હતીઃ
જાણે ફૂલની લટકતી સેર.

આશપાશ અજવાળાં ઉગતાં,
ને દિશ દિશમાં વસન્ત ઢોળાતી.
ક્યારે ક્યારે કળીઓ ઉઘડતી,
પત્રે પત્રે પુષ્પ પ્રગટતાં હતાં.
ફૂલના સરોવર સરિખડી વાડીમાં
તે વાડી જેવી વિરાજતી.

વદને ત્હેને વસન્ત હસતી,
હૃદયે ત્હેને વસન્ત લહરતી.
બારણે ત્હેને વસન્ત બોલતી,
ઓરડે ત્હેને વસન્ત વિહરતી.
કુલમાં ત્હેના વસન્તના વાસ હતા.
વસન્તનો વર પામેલી વસન્તપૂજારણ
આંગણું ભરી ઉભી હતી.

સૌભાગ્યના આભૂષણે શણગરાયેલી.
સંસારના મહાશણગાર રૂપ,
એ એક સૌભાગ્યવતી હતી.

પગલાંમાં ત્હેનાં પુષ્પ હતાં,
ચરણે ધરા ન્હોતી ચંપાતી.

કુલાશ્રમનો માથે ગોખ ધારી
પ્રારબ્ધપુત્રી તે સ્મિત કરતી સોહાતી.

સૌન્દર્યના ચન્દ્ર સમું મુખડું હતું,
ને મુખડે મૃદુતા પમરતી.
લજામણીના છોડ જેવાં
ભ્રુકુટિનાં ચાપ નમેલાં હતાં.
નીચે કલ્યાણકારી કીકીઓમાં
આદર ને આતિથ્ય ઉઘડતાં.
આંખલડી આનન્દભીની હતી;
કેશાવલી સઘન વિરાજતી.
અંબોડલે ફૂલવેણી વિલસતી,
મંહીથી સૌભાગ્યની ફોરમ ફોરતી
હૈયામાં નાથની વરમાળ ઝૂલતી,
ઉરખંડે અનેરી ઘટા ગોરંભતી.
અન્તરમાં મોજાં ઉછળતાં,
ઉરબન્ધ તૂટું તૂટું થતા.
રોમ રોમમાં ભાવિ વિશ્વ રમતાં.
વિલાસની લોલવિલોલ લીલા શી,
સૌભાગ્યના સુધાકર સરિખડી,
સુન્દરતાની વસન્ત જેવી,
સ્વામીસ્નેહની પ્રતિમા સમી
ગૃહલક્ષ્મી ગૃહદ્વારે ડોલતી,
વાત્સલ્યની વેલી સમોવડી
કુલાગારે ઝૂકેલી હતી.

કલાપીની સંકેલેલી કલા સમી
દેહદેશે નવરંગ સાડી સરતી,
મંહી લજ્જાની લહરીઓ લહરતી.
પવિત્રતાની પાંદડીઓ જેવા
ગાલ ઉપર, ભાલપત્રે,
નાથના સ્નેહલેખ લખેલા હતા.
ઉરમાંથી અમૃતના ફૂવારા ફૂટતા,
સન્તાન તે જીવન પી અમર થતાં.
ભરથારની દૈવી સંપત્તિ સમી
દેહાકાશે ઉષા ઉઘડતીઃ
કાન્તિમા કન્થના કોડ ઝળહળતા.
શીલનો પ્રભાવ, પ્રભુતા શો,
અખંડ પ્રભાએ પ્રકાશતો.
અંગોઅંગને વિશે
શ્રદ્ધા, સરલતા, શુશ્રૂષા હતાં.
જગતની જનની જેવી
સુન્દરી ભરી ભરી ભાસતી.
દૃષ્ટિમા સન્તોષ ને શાન્તિ હતા,
આંખડીમા અનેક સંસાર મટમટતા.
ઉદારલોચન, પ્રસન્નવદન, શીલશીતલ,
ચન્દ્રિકા વિસ્તરતી પૂર્ણિમા જેવી
ઉરદેહની વસન્ત વિસ્તરતી·
સ્વામીવ્રત શી અવિચલ
ઉમ્બરની સ્ફટિકશિલાને પાટે

જાણે જગતનું ઐશ્વર્ય.

પડોશમાં આંબાવાડિયાં હતાં.
ત્‍હાંથી કોયલોની કલ્લોલવાણી
માધુર્યના અભિષેક કરતી.

સન્મુખ માધવીનાં ફૂલ ખરેલાં હતાં:
જાણે ત્‍હેનાં સુખનાં વેરાયેલાં વેણ.

આશ્રમને આંગણે વસન્ત પધારી હતી,
ચોકમાં નન્દનનાં ચન્દન વર્ષતાં.
આનન્દવદને ભગવતી
વન્દન વન્દી વસન્ત પૂજતી:
કુંકુમ ને અક્ષત ન્‍હ્‍વાવી
અક્ષત કુંકુમના અધિકાર માગતી.
ભવોભવ, પ્રાણયાત્રાના તીર્થે તીર્થે,
એ વલ્લભનો સહચાર વાંછતી.

નવવર્ષાની વાદળી જેવી
તે આશાભરી હતી:
કુટુમ્બના આધાર જેવી
તે ધીર ધરિત્રી હતી:
સ્નેહની પરમ ભાગીરથી જેવી
દેવી પતિતપાવની હતી.

સૌભાગ્યના દેવ સરિખડો
કોડામણો કન્થ પધાર્યો:

સીતાની વાડીએ જાણે રામ.
જીવનનાં જલથી વધાવ્યો,
પ્રાણુને પદ્માસને પધરાવ્યો
આશા ઇષ્ટની સ્હોડમા ઉભી·
મુમુક્ષુ મુક્તિને ઉમ્બર ઉભો.
આરતીની શિખાઓ સમોવડી
નયનોમા જ્યોતિર્માળ પ્રગટી.
બારણે અદ્ભુત ઉજાસ ઉઘડ્યો
અન્તરિક્ષથી અનિલ આવ્યા,
સ્નેહના સન્દેશા ભર્યા તેજવાદળ
દિશદિશમા લઇ તે પરવર્યા.



## પુનર્લગ્ન

ધીમે પ્રિયે! હજી ધીમે પગલે પધારો
લાબુ નથી કર્યું પ્રયાણુ તથાપિ, બાલે!
થાકયા હશે ચરણુ કોમલ પદ્મ જેવા
આવો અહીંથી નિરખોજલ સિન્ધુના આ.

આ એજ પ્રાણુ! ક્ષીરસાગરના તરગો,
પામ્યા જ જે મથી સુરાસુર રત્નરાશિ
આવો, પ્રસન્નમુખલોચન કુલલક્ષ્મી!
ભાળો વિશાળઉર વૈભવી લક્ષ્મીતાત

છે યાદ તે વરકથા સખિ! લક્ષ્મીજીની?
ને અષ્ટ મગલ તણાં રસિલા રહસ્યો?

લ્યો હાથ, પ્રાણ! નમી રાજવળાં પધારોઃ
ઉદ્બોધ ગાય હજી સાગર એ કથાના.

ઉત્તુંગશૃંગ પ્રિય! જો પ્રભુ ગોપનાથ,
ઉભાં પડે ઘડીક આપણ ગોપગોપીઃ
ઘેરી બજે જગતબોધક ભવ્ય બંસી,
ત્હેના સુરે સખિરી! જીવનનૃત્ય થાવું.

એ એક અદ્વિતીય, કોટિક નામધારી,
એ એક આશથી, રચન્ત અનેક લીલાઃ
શોભી શમી અણગણી યુગ કેરી પંક્તિ,
યુગે યુગે નવીન આત્મકલા પ્રકાશી.

આ આજ ઉર્મિ ઉછળે ભરતી ભરેલી,
ઉલ્લેખ વાંચી સ્હમજો જલરેખના એઃ
નારાયણે કર વિષે લઇ લક્ષ્મીરત્ન
કેવી પુનઃ પરમ તે લીધ લગ્નદીક્ષા.

લ્યો અંજલિ, ઉર સ્મરો કુલદેવદેવી,
ને વિશ્વસાક્ષી પ્રિય! સાગરરાજસાખે
સૌભાગ્યશોભન પ્રફુલ્લ હૃદે સ્વીકારો
લગ્નવ્રતિનિ! ફરી એ વ્રત કેરી દીક્ષા.

ખેલ્યાં સખિ! અધિક આપણ ખેલશુ, ને
કર્તવ્યકર્મ પણ ભવ્ય જ આદરીશું
વીણીશુ નન્દન, અને લઇ દિવ્ય પુષ્પો
સોહાવશું સબલ સુન્દર કુલવેલી.

ને બાર માસ નિધિનીર મણિકટોરી
આ ચન્દ્રરાજ ભરી પીયૂષ પાઈ જાશે,
વૈશાખ માસ સુખશુક્લ વળી પધારે,
તે વેળ લગ્નતિથિ આપણી આવશે જો !

લેશું પુનઃ પ્રિયતમે ! નિજ લગ્નદીક્ષા,
પીશું પુનઃ પરમ કોમલ લગ્નભાવોઃ
ને એમ દેવિ ! પ્રતિવર્ષ સુલગ્નયોગે
લગ્નવ્રતે પ્રિય ! ધરીશું પુનઃ પુનઃ તે.

આ એ જ વ્હાલી ! ક્ષીરસાગરના તરંગો,
ખૂટ્યાં નથી, હજી ય રત્ન વડે ભરેલા·
રત્નોથી એમ ભવસાગર તો ભર્યો છે,
ચાલો, મથી સુસજીએ સખિ ! રત્નરાશિ.

ધીમે ભરો ડગ, હશે શ્રમ તો ચ્હડેલો,
છો બાલ કોમલ, કઠોર મનુષ્યમાર્ગોઃ
ઠારો તપ્યાં નયન, દર્શન લ્યો, સુજાણ !
દેવાંશી આ અતુલ સાગરરાજ કેરાં.

## વર્ધમાનપુરી

જન્મપાર ક્‌‌‌હાં વસે આત્મ ? પંડિત કો જાણે ?
દેહ સ્નેહ સૌન્દર્ય તણાં ખેલન ત્‌હાં કેવાં ?
જન્મ જનક દઇ મૂક્યો સ્વપ્નિશોભાને ભાણેઃ
પુરાણ પુરિ ! તુજ દેવપુત્રની એ મુજ સેવા.

ઉજ્જડ નદી ક્રોતશેતટે મુજ તંણુ પડિયા,
લોલ હાસ્ય, કલ્લોલકેલિ ચિર પણ ત્હાં ગાજે:
સ્નેહશીલ મુજ બાલ અંક ત્હારે સાંપડિયા:
તુજ અમુલખ ઉપહાર નિત્ય મુજ ગૃહે વિરાજે.

ઊડું શ્રીષ્મનું આભ, ઊંડેરું વળી ઉતરતું,
ધોમ ધખે જડ જગત, ધોમ ચેતનમાં ભભૂકે:
આપી અમૃતવેલ, જીવન તે છાંયે રમતું:
વર્ધમાનપુરિ! પ્રાણ તાહરું ઋણ કયમ ચૂકે?

રાજસતીના વાસ! સતી ત્હેં મુજને દીધી:
સહુ અનગળ ઉપકૃતિ તાતમાતા! ત્હેં કીધી.

## આપણી લગ્નતિથિ

આ એ જ દિન સખિ! જે દિન આપણી તો
બે આત્મજ્યોત મળી એક જ જ્યોત જાગી:
ને અંગુલિ મહીં ગૂંથાયલી અંગુલિ શી
બે અગ્નિહોત્રની ગૂંથાઈ મળી શિખાઓ.

૨

ત્રિવેદી યે ત્હમે છો, ને ત્રિવેદી કુલનો છું હું:
એક વેલી તણાં પુષ્પો: કો સારું નરસું કહું?

૩

એ અગ્નિકુંડ કુલનો સખિ! જેહ સ્થાપ્યો,
ત્હાં તો તપ્યાં તપ બહુ, બહુ યોગ સાધ્યો:
પીધી પ્રસન્ન પ્રભુતા, કીધી અગ્નિચર્યા,
ને ગાઈ દુઃખસુખની ય અનેક વાતો.

૪

૪

વર્ષે વર્ષે કથા એક માંડી આજ સૂધી, સખિ!
એમ અણદશાધ્યાયી ગીતા જીવનની લખી.

૫

જેવાં મહાસાગરલોઢ માંહીં
ઘૂમે છબીલાં કંઇ છીપલાંઓ:
બ્રહ્માંડના લોઢ પ્રચંડ ગાજે,
ત્હેમાં ઘૂમે માનવબાલ ત્હેવાં

૬

ઘૂમવાનું હલે! એવું: ઘૂમ્યાં, ને ઘૂમશું હજી
ઇચ્છાએ કે અનિચ્છાએ: વાધ્યા સંકલ્પના સજી.

૭

મલીન કે સ્વચ્છ સ્વરૂપ ધારી
ગંગા તણાં નીર વહે સદા ય;
મલીન ને સ્વચ્છ પ્રકાશી રંગો
આયુષ્યગંગા વહી તેમ જાય.

૮

ડાલે એ નીરમા, વ્હાલી! આપણું ન્હાનું નાવડું:
લ્યો સૂકાન, તરાવી દ્યો પૂર સંસારનું વડું.

૯

આકાશનો ઉદધિ ઉતરતાં અગાધ
પીયૂષનું પરમ હાસ્ય હસે છ ચન્દ્રી
એવુ સખિ! અમૃતના અભિષેક જેવું
દો હાસ્ય હેતનું સદા હસજો અગાધ.

૧૦

ઉગે ને આથમે વર્ષો ઓટ ને ભરતી ભર્યાં;
સ્નેહથી સંચર્યાં સાથે દેવિ! તે દમ્પતી તર્યાં.

## વિલાસની શોભા

૧. ધીરા સુગન્ધી અનિલે વહી વારવારે
આકાશનો વિમલ વાળી પ્રદેશ કીધોઃ
ને તેજના રજતમેઘ ઢળી–ઢળીને
રૂપેરી ત્હાં લલિતલોલ ધરો ઉગાવી.

૨. પુષ્પે લચેલ વનવેલ ગૂંથી–ગૂંથીને
સિંહાસનો સુભગ કીધ રસે રસેલાંઃ
મોતી ભર્યાં અનુપ છત્ર સુહન્ત શીર્ષે,
ને કાન્ત નીલમણિના પદપાટ ઢાળ્યા.

૩. સન્ધ્યા સુરેખ ગઈ લપ્પાઇ વ્યોમહૈયે,
ને ચંદની ચમકતી ભરી ચારુ ચોકઃ
ત્હાં રાત્રિને ઉજવવા, રસઝીલ લેવા
આવ્યાં ત્રિલોકથી અસંખ્ય જ દેવદેવી.

૪. સૌન્દર્યનું સુભગ છે સર પૃથ્વિતીર્થે,
તીરે વસે નગર સુન્દરીઓનું એકઃ
આલમ્બી ચેતન, ધરી રૂપ ભાવનાનાં,
ત્હાંથી પધારી ત્રણ સુન્દર યૌવનાઓ.

૫. ભાવો ગૂંથી હૃદયનાં રચિયાં વિમાન,
ત્હેમાં ચ્હડી ગગનમંડપ તેહ આવ્યાંઃ
ને પારખી સ્વરુચિનાં, ધરી એ શરીરો
વ્યોમે રહી વિલસતાં નવદેહમાં સૌ.

૬ બ્રહ્માંડનાથ તણી ઉર્જ્જવલ દૃષ્ટિ જેવું
ખુલ્યું અનન્ત ઉઘડ્યું હતું અન્તરિક્ષ
જ્યહાં સ્નેહના યુગલ રાસ અખંડ ખેલે
એવી અનેક મહીં ડોલતી તેજકુંજો

૭. ને એક ત્હ્યાં અમૂલરત્ન હતું કદમ્બ,
નાજુક કાન્તિવતી ન્હાની ઘટા ઝૂકેલી,
ત્હ્યાં રત્નઘુમ્મટ નીચે, ઢળી ચન્દનીમાં
ગાતી વિલાસગીત એહ સખીત્રિપુટી

૮ તેજોમયી તનુ, સુતેજસ નેનબાણ,
તેજસ્વી અમ્બર હતાં સહુ દેવીઓનાં,
ધાર્યાં હતાં સખીગણે નિજ નિજ રંગો,'
તે રંગની વિરલ છાય પડેલ હૈયે

૯ મન્દાકિની મધુર, ચન્દ્રકલા હલેતી,
ને ઝાંખુ ઝાંખુ કંઈ ઝાખતી એક તારા,
એવાં લઈ મધુર અદ્ભુત દેવદેહ
ખેલે વિલાસભર એહ કદમ્બકુંજે

૧૦. ને મન્દ મન્દ વચમાં કરી છાની ગોષ્ટિ
એકાન્તતીર ઉરનાં પડદા ઉઘાડે
ને રમ્ય રાત્રિ રસની લહરો વહે, ત્હ્યાં
જામી કથા રસિક અદ્ભુત ભાવ ઊંડી

૧૧ એ ગોષ્ટિ સૌ પ્રગટતી વપુની લીલામાં,
એ ગીતને વપુની વેલડી તાલ દેતી,

એ હાસ્ય લાસ્ય ગતિ ગૌરવ હાવભાવે
આન્દોલને હૃદયઉર્મિ પ્રકાશતી સૌ.

૧૨. નીચું નિહાળી, તીરછી દૃગ માંડી જોતી,
ને એમ આંખી નિજ પાડતી તેજમાલા
મન્દાકિની વદન વારતી બોલ બોલીઃ
નેત્રે હતી સરલ બાલ સખીની શ્રદ્ધા.

મન્દાકિનીઃ–ઓ સખિ! ઓ મુજ દેવિ! પધારો!
આ વનનો નિરખો મહિમાઃ
તેજ તણાં ભરિયાં સુસરોવર,
તેજસ જ્હાં કમલો ઉઘડ્યાંઃ
તેજને માંડવ તેજનાં પુષ્પો,
તેજનું મન્દિર રસનું વડું,
તેજની વેલી ઝૂલાવે ઝૂલો નિજ,
અન્તર મ્હારું ય ઝોલે ચ્હડ્યું.

૧૪. એ ફૂલડાં વીણતાં વીણતાં
વરમાળ ગૂંથી મુજ નેહ લખી,
માંહિ પૂર્યા મુજ રંગ વિલાસ,
ઉલ્લાસભર્યાં, સુકુમાર, સખિ!
એ વૈજયન્તી માળ મહીં મુજ
દેહ છૂપાવી છૂપાતી રહુંઃ
કહે જગઃ 'ભાવ છૂપાવ, કુમારી!'
એ વિતકો જઇ ક્યહાં હું કહું ?

૧૫. ત્હો ય ઢળે ઉભરાઇ, સખિ!
મુજ અન્તર આ મુજ માળ વિશે,
વારું, હું વારુ વળી વળી, ત્હો ય
ઢળે ઉભરે કાંઇ કાંઇ મિશે.
પ્રાણ મહીં પ્રગટ્યો રસજ્યોતિ,
ત્હેની ઝગે અગ અગ શિખા,
ફૂલ-ફૂલે, મુજ માળે ઢળેઢળ
એ રસજ્યોતિ ખરે તણખા.

૧૬. આહ જલે ધૂપ જેવી, જપું મુખ આરત,
ગન્ધ અનગ ભર્યો,
એ મુજ મન્દિર દેવ દીપાવવા
આજ સ્વયવર સ્હેં આદર્યો
સ્નેહનું કુંકુમ ભાલે લગાવી,
અજન આજી અમીરસનું,
સૌન્દર્યના શણગાર સજી
જગ શોધું છું સ્વામી સખીવર! હું.

૧૭. જોઇ હસે મુજ આંખ, ઠરે મુજ આત્મન્,
પ્રેમની ભરતી ચ્હડે,
દાખવ, દેવિ! એ ભાખ, સખિ!
મુજ વલ્લભ એ કોણ? ક્યાંહી જડે?
નેત્ર સુધા વરસે વિરલી,
ઉરમાં ઉછળે રસઓઘ, અને
પુણ્યપરાર્થી ઉદાર બહાદુર—
એ વર આઇ! બતાવ મ્હને.

૧૮. હૈયાની લક્ષ્મીથી કોને વધાવું ?
દેહલતા સોંપું કોને કરે ?
કોને સખિ વરમાળ ધરાવું હું ?
કોને પૂજી પધરાવી ઉરે ?
નૈનનું કિરણુ નયને શમે,
શમશે મનની આશ શું મનમાં ?
રૂપ દીધું, રસ દીધ, રસિક ન દીધ,
વિધિ ! તુજ શી ક્રુરતા ?

૧૯. ચન્દેરી અમ્બર ધરી વિલસે કુમારી,
હસ્તે હતી અમૃતપુષ્પની સ્નેહમાલાઃ
તે ચાપી ચાંપી હૃદયે, જલ સીંચી સીંચી,
શોધે વિશાલ નભ પ્રીતમ નીલ ચક્ષુ.

૨૦. ત્હેને જરાક અડકી દ્યુતિઅંગુલીથી,
વિશ્વે ઉડાવી મદતેજ તણા તરંગો,
આનન્દકન્દ નિજ નેનકમાન માંહી
ચન્દ્રી સખીગણુ વિશે વદી વેણુ આ ત્ય્હાંઃ

ચન્દ્રકલા.--મા ભર લોચન, મા કરભાવ
વીરી ! સુકુમાર શરીરલતાઃ
સૌભાગ્યના તિલકે ભૂલ મા,
તિલકે નથી સહુ સૌભાગ્યવતાં
વસ્ત્રની દીપ્તિ, ઉછીના પ્રકાશ, ને
મ્હો ન અલંકારની ચમકેઃ
ઊંડું નિહાળો જરીક વીરી ! જો,
જ્વાલામુખી ઉર મ્હારે ધખે

૨૨. આનન્દના અમી શી લહરી મુજ,
આશ સમી ઉજમાળી પ્રભા,
કોડવતી રસઆંખડલી,
મદલોલ વિલાસ વસન્ત સમા;
અન્તરના અભિલાષ અમૂલખ,
સ્વપ્ન સૌભાગ્યસુખોનાં વડાં,
ને કવિતા મુજ અન્તરનીઃ
સહુ ફોગટ સ્નેહની તૃપ્તિ વિના.

૨૩. સ્વામીના તેજથી શોભું હું તો
પણ સ્વામી કને ન શકું ય હસી,
પુણ્ય નથી મુજ પાંગરતાં, સખિ!
નાથના નેહની હું તરસી.
અંગ સમારી અટારી રહ્યું,
ભરરાત સદા વણનાથ તપુંઃ
નિત્યવિજોગણ હું રસજોગણ,
એ વરથી ભલું ના વરવું.

૨૪. કોડવતી કન્યકાની ખીલે કળી,
પુષ્પ પ્રફુલ્લે સહસ્ર દળે,
વ્યર્થ જ એ ખીલવું ફૂલવું સહુ
ઉર પરાગ ન જો પમરેઃ
સૌભાગ્યના શણગારે ન સૌભાગ્ય,
સૌભાગ્ય કામક્રીડામાં નથી,
રંગ વિલાસ વિહારે ન સૌભાગ્ય,
સૌભાગ્ય સ્નેહસુહાગે, સખિ!

૨૫. આશ ઉણી ન પૂરાય, ઉઠે દવ અન્તર,
કોડ હું કલ્પી બળું,
વિશ્વ નથી પણ આ કલ્પના,
જગમાં જગના થઇ સંચરવું:
ફૂલ નથી એક છોડે બધાં,
નવ રંગ બધા એક ફૂલડે રમે:
અંગ અંગે ઉઘડે છે ઉષા તુજ,
જો ! દિન–હોણી ન તે વિરમે.

૨૬. આ ઉલટે અહીં તેજનો સાગર,
તેજની ભરતી હિન્ડોલે હીંચે,
ડોલે અહીં કંઇ દેવ ને દેવી,
ઘેરું ઘેરું ને અનેરું, હલે !
નાચી રહે મુજ હોડલું, નાચે હૈયું,
હું યે તે ભરતીભીની
નૃત્ય કરું મન્દ મન્દ, મયૂર શું,
ખોલી કલા મુજ કિરણની.

૨૭. જોતી સ્વયંવર જયન્ત દગે કુમારી
વ્હાલાનું શીર્ષ વરમાળ થકી વધાવે;
એવે કિપોલ તરતા નવભાવ આવે:
ચન્દ્રીમુખે રમી રહી રસઉર્મિ એવી.

૨૮. એ તેજનાં રમણ, એ હસવાં હતાં જ્યહાં
ત્યહાં તારિકા ઝબકતી જરી ઝીણું ઝીણું:
જાણે શું કોઇક જપે જપ યોગબાલા,
વૈરાગ્યનું ચીર સમારતી એવં ખોલી:

તારિકાઃ—ના, સખિ! ના, નથી આ કંઇ શાશ્વત
ઉત્સવ, કુંજ ને તેજઝડી,
ઇન્દ્રધનુષ્યો ય અન્તરનાં ઉડી જાય,
દીપી રસરંગે ઘડી.
સુખ કહી શણગારો છો કાયા,
એ સુખ નામ, નથી સુખ એઃ
એ સુખશૂન્ય છુ, જાગે ન જ્વાલા,
જોઇ લીધાં, સુખવૃદ્ધ છુ એ

૩૦. નેનનાં જોવાં, અંગનાં અડવાં,
ઇન્દ્રિયનાં રમવાં રસીલાં,
દેહકથા, મદભોગ સહુસ્રધા,
હાસ્ય ને નૃત્યની લોલ લીલા·
આ જગ, આ જગના રસ, ને એ
છોળે ઝીલન્ત રસિક, અરે!
એ છોળની પેઠ આવે ને જાયે,
ભરતી–ઓટે સહુ વિશ્વ રમે.

૩૧. આ મુજ પોપચુ જો! સખિ! ઝબકે,
ઝબકી ઝબકી ને મીંચાય વળી,
જો! ઉઘડે ને બીડાય કીકી, એમ
બ્હેનાં! બીડાય બધું ઝબકી
સાગરનાં નીર આભમાં ઉછળે,
ઉછળી ઢળે છે ઊંડા ગર્તમાં·

એમ હીંચે જલ આશાનિરાશાના
આ જગના મ્હેરામણમાં.

૩૨. એક ઉગ્યો સૂર્ય જીવનમાં કોટિ કિરણે ભર્યો
ને મ્હેં માંડી પૂજા,
અર્ધ્ય રહ્યા અંજલિમાં, ને મ્હારા
સૂર્યનાં ગ્રહણ સદાનાં થયાં:
મનમાં હતું મુજ ખીલ્યું સ્હવાર, ને
દિન અખંડ હવે તપશે:
મા કરશો મોહ આશાના, સહિયર!
આશાના પડઘા નિરાશા જ છે.

૩૩. હર્ષ ને શોક, પ્રકાશ ને અન્ધાર,
સદ્‌ગુણ-દુર્ગુણ દ્વન્દ્વો, સખિ!
શ્વેતપટે એમ શામળ માંડી
બ્રહ્માંડ કેરી કથા આ લખી
સસારને સર અમૃત ભરિયાં,
માહિ ઘોળ્યા વિષના ઢગલા,
એ વિષ ને અમીના જલકુંડથી
પીશે અમી ધન્ય કો હંસલા.

૩૪. ભાવથી માળા જપુ એક ત્હારી,
નાથ! તો હું ભવપાર તરૂં.
નિઃસાર આ ભવસાગરમાં એ
લાધ્યુ મ્હને સારનું મોતિડુ
સૌન્દર્ય ને રસ જે કુંજ શોભિ,
ત્હા જ વૈધવ્યવિયોગ વડાં

સાર અસાર, કે સત્ કે અસત્ જગ ?
ભાગે કો એ ભેદની ભ્રમણા ?

* * * *

૩૫. જ્યોત્સ્ના ભરેલ મુજ પ્રિયતમની અટારી,
પ્રારબ્ધ શું ગહન ઉપર વ્યોમ છાયું.
હીંચે અનેક નીલસાગર તેજબાલઃ
સૌ નેત્રમાં સુભગ ઉર્જ્વલતા સુહાતી.

૩૬. તેજસ્વી વિસ્તરતી કાન્ત વિશાલ કુન્જો,
ને ડોલતા ધવલ ચમ્મર મંજરીનાઃ
સૌને સુગન્ધ વહતા અનિલો વધાવેઃ
લીલા બધી નિરખતો પ્રિયને બતાવું.

૩૭. આછે ઉજાસ પૂર પશ્ચિમનું પ્રકાશે,
રાજે ત્રિપુટિ સખીઓ તણી એહ દેશઃ
મન્દાકિની, શશિકલા, હતી તારિકા ત્ય્હાંઃ
એ તેજબાલ પ્રિય જોઈ રીઝે-રીઝાવે.

૩૮. લાજન્ત એક અધઊઘડી કન્યકા શી,
ખીલે બીજી ભભક સપ્રભ પત્નીની, ને
ત્રીજી જરાક નિરખી જગ નેત્ર વારેઃ
એવા વિલાસ રસિલા સહુના અનેરા.

૩૯. પૃથ્વીપડે કંઈક માનવી આસુરી, ને
દૈવી ય છે કંઈક માનવ પુણ્યવાનઃ

ને કોઇ તો ઉભયમાં હિંચકા હિંચે છેઃ
એવી હિંચન્તી ત્રણ પૃથ્વીની દેવીઓ તે.

૪૦. ઝીણા ઊંડા મધુર મોહક રમ્ય ભાવ
ગાતી–પ્રકાશતી સહુ સખીઓ સિધાવીઃ
નયને કંઇક નિરખ્યા હૃદયે, વધાવ્યા,
ને પ્રાણુને પણ કંઇક–કંઇક ભાવ્યા.

૪૧. દીઠા વિલાસ મદ, ગમ્ભીર રૂપ ભાળ્યાં,
સ્વછન્દ ખેલન અનેક અને નિહાળ્યાંઃ
શીળું, સુહાગી, રસશુદ્ધ, પ્રસન્ન મીઠું,
સૌન્દર્ય ત્ય્હાં પ્રભુજીનું નવ કોઇ દીઠું.

૪૨. જોયાં દિશાભવન, ને વિલસન્તું વ્યોમ,
જોયું વળી ઉઘડતું વિભુ અન્તરિક્ષઃ
આનન્દી, નિર્મલ, હસન્ત પ્રભુપ્રભા શી
દીઠી નહીં પણ પવિત્ર વિલાસશોભા.

૪૩. આત્માની એક હતી ઊણુપ તો અગાધ,
આત્માની એક જ હતી વણુપૂરી વાંછાઃ
મ્હારી રહી વિમલ ઊણુપ એ અધૂરી,
ને કોઇએ ન પૂરી એટલી વાંછના યે.

૪૪. જોયાં વસન્તવન, કુંજ નિકુંજ જોયાં,
જોયાં સરિત સર પૃથ્વીની વાડીઓ યેઃ
દીઠી ન ત્ય્હો ય મનહારતી કાન્તિરેખ,
સ્વર્ગસ્મિતોની પ્રગટેલી ન દીઠી લીલા.

૪૫. શાન્તિ રમે રસભરી અલબેલ આંખે,
અંગે અંગે લલિત શોભતી કોઈ લજ્જાઃ
ચાલે સદા ય ચરણો પણ પુણ્યમાર્ગેઃ
એવી ન ક્ય્હાં ય હસતી દીઠી પુણ્યમૂર્તિ.

૪૬. સૌન્દર્યથી જગત્ રેલમછેલ ડોલે,
ત્ય્હાંથી વળ્યાં વિકલ વિશ્વનિરાશ નેત્રોઃ
જોયું પછીથી રસના ચિર તીર્થધામે,
નેત્રો પ્રસન્ન પ્રિયને નયને વિરામ્યાં.

૪૭. ને ત્ય્હાં હસન્તી કીકીને જ બુલન્દ તખ્તે,
એ સ્નેહને પરમ મન્દિરિયે સુહન્ત,
દીઠી પ્રકાશભર મન્ત્રની એક મૂર્તિ,
દીઠી વિલાસની પવિત્ર જ સાધુશોભા.

૪૮. કલ્યાણ વાંછી નરલોકનું સ્નેહ દેવે
ગૂંથી પ્રભાકિરણ એક ઋચા લખી છેઃ
દીઠો પ્રિયાનયન એ રસમન્ત્ર, ને ત્ય્હાં
નેત્ર-ઉરે જ ઉભરી રહી શાન્તિશાન્તિ.

૪૯. 'ઓ સ્નેહનાં હૃદયઉજ્જ્વલ પુત્રપુત્રી!
મા ભૂલશો કદિ ત્હમે નિજ કુલધર્મઃ
સંચ્યું ત્હમારું સહુ ભદ્ર જ સ્નેહલગ્ને,
ને લગ્નસ્નેહ મંહિ દિવ્ય વિલાસશોભા.

*   *   *   *

૫૦. તેજસ્વી કોઇ જગ એ સખીઓ સિધાવી,
ને સ્નેહમન્ત્ર પ્રિયલોચન માંહિ પોઢ્યોઃ
હું યે વળ્યો પ્રિયઉરે ઊંડું ઊંડું જોતોઃ
પ્રારબ્ધ શું ગહન ઉપર આભ છાયું.



## કોયલ

કાળી કોયલ બોલે, કૂકઃ
આંબલિયાને ખોળે કૂકઃ
રણુવગડો જગાડે, કૂકઃ
જાણે વેણુ વગાડે, કૂક.

નવ દેખું હું ત્હમને, કૂકઃ
નાદ ગજવે ગગનને, કૂકઃ
નવ સ્હમજું એ ગીતો, કૂકઃ
ગાવ છો લોકહિતો ? કૂક.

ત્હો ય ગીતો ગમે છે, કૂકઃ
મ્હારે હઇડે રમે છે, કૂકઃ
બોલો–બોલો ઓ બ્હેનાં ! કૂકઃ
ગાવ ગીતડાં શેનાં ? કૂક.

મ્હોર કેરા હિન્ડોલો, કૂક !
કોયલ વીરી ! બોલો, કૂક.

(૬૪)

## ઇંગ્લાંડના કુલવાસ

અહુ ! રાજભવનો ત્હારા ઇંગ્લાડ ! શા સુન્દર દીસે !
ખુશનુમા ધરતીખોળે, શી ભવ્યતા ભ્રુકુટિ વિશે !
પિતૃના પુરાણા વૃક્ષો ઉન્નત વીંટી રક્ષા રચે,
તરતા ઝરણુને કલરવ હુસો વહે શા ત્ય્હા નીચે !
નયન નચવી પલટે રવિ કેરી તડકી છાયડી,
ત્ય્હા લીલમતૃણને પાટે કૂદતા હરિણો ઘડી ઘડી

૨

આનન્દભવનો ત્હારા ઇંગ્લાડ ! ઉભા ઉજ્જ્વળા,
રજની પડતા ભભૂકે ગૃહશગડીઓ શી ઝળામળા !
વદનકલીઓ કુલના વાત્સલ્યભીની પ્રસન્નતી,
ઉષ્માની તે લાલીમા કેવી ગુલાબી પામતી !
હુલક ખૂલતી ગીતો લલના ત્યહા લલકારતી,
સ્મરણુસત્ર ઉઘાડી ત્ય્હા ક્ય્હાક બાલકથા થતી
નવલ રસથી વાચી જૂના યશસ્વી કથાનકો
નવલ જીવન પામે સુણી ને સુણાવી ગાન કો

૩

આશિષ્સુહાગી ભવનો ઇંગ્લાડ ! ત્હારા રાજતા,
ધીમી લહરને યોગે શા માડવા ડોલી જતા !
પ્રભુના પરવના કિરણે કિરણે પ્રગટતી કાન્તિના
કેવા છવાયા મેઘો ત્ય્હા પરમ મગલ શાન્તિના !

ગમ્ભીર ધીર મધુરા મન્દિરના ઘંટારવ
કેવા પ્રભાતે વનમાં ઉડતા ઉડાવે આસવ!
સમીર કેરા મર્મર, ને પલ્લવોની કલકલા,
ગહન પ્રગટે સૌ તે શાન્તિ પ્રભાતની નિર્મલા.

૪

તુજ પર્ણકુટીનાં ભવનો ઇંગ્લાંડ! સાદાં શોભતાં,
ધાન્યે ઝૂલન્તાં ક્ષેત્રોથી સહુઅશીર્ષે ઉપડતાં!
કંઇ ગામદેવળ કેરા ઉત્તુંગ શિખરને છાંયડે
કે રજતઝરણાંતીરે કેવાં નમી–નમીને હસે!
ન્હાની મનોહર પેલી ફલપર્ણપલ્લવ કુંજથી
દ્યુતિભર ઘટાઓ ભેદી શાં નેત્ર ઠારે દરસથી!
જેવાં ઝરુખા નીચે નિજ માળામાં પંખી સૂવે
ત્હેવાં સુશીલો–વિનીતો નિશ્ચિન્ત ત્હ્યાં તુજ નીન્દરે.

૫

સ્વતન્ત્ર ને અલબેલા ઇંગ્લાંડ! ભવનો તે તવ
પરિમલ પમરતાં મોંઘાં હો ચિરંજીવી, બાંધવ!
તુજ મ્હેલ ને ઝૂંપડાંમાં એ રક્ષતા કુલઆશ્રમો
તુજ પ્રજાગૌરવ ધાવી ચિરકાલ હઇડાં ઉછરજો!
લીલી રહો તુજ કુંજો, ઓજસ્વી રહો કુસુમિત ધરા,
સુપ્રસન્ન આત્માએ જ્યહાં પ્રગટે પરમ તે પ્રેરણાઃ
પ્રભુના–સ્વદેશ ભૂમિના સ્નેહોની સાત્વિક પ્રેરણા.

## સ્વદેશની દાઝ

છે શુ કોઇ માનવી જીવનો અચેત એવો,
જેને નથી જાગિયા કદી યે મનમા ભાવો,
જેણે કદી અન્તરે એહવુ કહ્યુ નથી કે
આ મ્હારી ખુદ, મ્હારી-મ્હારી આ માતૃભૂમિ છે?

ભમી ભમી પરસીમકિનારે પ્રવાસી જ્યહારે
નિજ પગલા નિજ ભોમ ભણી તે વળતી વાળે
જરા કદી યે ઘેર જતા એ અમુલખ અવસર
છે શું કોઇ એહવો દાઝ્યુ નવ જેનુ અન્તર?

જો એવો કો હોય, જાવ, ને નિરખો ત્હેને,
કદી ય એવા કાજ બિરદ કવિના નહિ ગાજે

હો મ્હોટા ઇલકાબ, નામ હો મહાન એનું,
પરિપૂર્ણકામના ભલે હો અઢળક નાણું
એ ઇલકાબો છતા, છતા સત્તા ને પૈસો,
એ પામર નીચ જન્તુ, જગત બધુ નિજમાં જોતો,
આ જીવતર માહિ તો સુકીર્તિ સઘળી ખોશે,
પડી મૃત્યુમુખ નામનિશાન સમેતજ જાશે
જે માટીનો હતો તેજ હીણી માટીમા,
વણકીર્તિ, વણશોક, ગવાયા વિના ગીતોમા

## રાજયુવરાજને સત્કાર

પધારો, રાજયુવરાજ !
દેશના દરવાજાની ભોગળ ભાગશું,
કડવાશના કળશ ઉતારી ઢોળશું,
શરદની વાડીઓ વેડશું.
પ્રસન્નમન પધારો, પ્રજાના કુમાર!

કુલવેલને માંડવડે, રાજકુમાર !
અમારા રાજરાજેન્દ્ર કુશળ વિરાજે છે ?
સાગરની સફરનો તો સુખશ્રમ હતો ?
અનુભવવૃદ્ધ ઇંગ્લિશ પ્રજાની
સાત્વિક સંપત્તિ તો સારી છે ને ?
ઇંગ્લાંડવાસી અમ દેશી વીરા શાતામાં હશે
કુશલવાણી બોલો, પ્રજાના કુમાર !

રાજ ! પધારો અમ ઓશરીએ.
હસતે વદન આતિથ્ય આચરશું.
અતિથિને દેવ સમ સત્કારવા
શાસ્ત્રાજ્ઞા છે હો ! અમ દેશ.
અમારી દુઃખજવાલા ઢાંકીશું,
આજ ઉત્સવ પાળીશું,
આંખડલીમાં અમીના આદર આંજીશું.
આજ વર્ષોનું પરવ છે.
રાજયુવરાજની મોંઘી મધુરી મહેમાની

રોજ રોજ નથી હોતી, રાજપુત્ર!
ગયા જમાનામાં અમારા પિતાને આંગણે
રાજઅતિથિ આપના પિતા પધાર્યા હતા.
આજ આતિથ્યનો અસન્તોષ રહે
તો ક્ષમાની નજર કરશો, કુમાર!
અમારા ભાવ અધૂરા નથી,
અમારાં સાધન અધૂરાં છે.

જાણો છો, રાજવત્સ!
પ્રજા કેમ આનન્દમાં છે?
રાજવીસૂના અમ રાજમહેલમાં
આજ રાજકુમાર રાજશે.
રાજમન્દિરે રાજયુવરાજની પ્રતિષ્ઠાનો
અમારે દેશ આજ ઉત્સવ છે.
ઉત્સવના દીર્ઘજીવી સંભારણા દેશો? રાજ!

'યુવરાજ!' અહો 'રાજયુવરાજ!'
હિન્દની જીવનકીર્તિનો કળશ યુવરાજ છે.
વીર કવિતાના ઘાડાં ઘેરાં મૂળ,
ધર્મદુદુભિનાં ઘોર ત્રાડન યુવરાજે દીધાં
ઇતિહાસના આથેરાં આકાશમાંથી
યુવરાજયુગલના તારકભર્ગ
અમ આભુમાં પ્રગલ્ભતા સંચરે છે.
પ્રભાતનો પ્રભાકર રાઘવ રામ,
યુવરાજરાજ શીતરશ્મિ સિદ્ધાર્થ દેવ.

અહોરાત્ર અમ ઓરડા અજવાળે છે.
યુવરાજપૂજાનાં મહાજલધિજલ
જીવનના કાંઠા ભરી ડોલે છે.
એ રત્નાકરનાં રત્ન વાંછો છો ને ?
સાગર અમિત છે, કુમાર !
સાગરનાં રત્ને અમિત છે.
કલ્યાણમન્ત્ર ભાખી મન્થન આદરો.
ને અમૃતના અભિષેક પામો.
યશદેહે ચિરંજીવી થજો, રાજ !
હિન્દનાં હઇડાંની આશિષ છે.

કંઇ કલ્યાણના સન્દેશ લાવ્યા છો ?
પિતામહીનો કંઇ છેલ્લો મંગલ બોલ—
પિતામહીને મુગટે હિન્દ ઝળકતોઃ
આકાશને ઉમ્મરથી કંઈ ગેબી ભવિષ્યવાણી
માતાએ કંઇ અમ પ્રજાની માતાઓને,
પિતાએ કંઇ અમ પ્રજાના પિતાઓને,
ક્ષેમના કંઇ રાજલેખ મોકલ્યા હશે.
દીર્ઘદર્શી વીરી ઇંગ્લિશ પ્રજાએ
કંઇ સ્નેહના કહેણ કહાવ્યાં હોય.
દુનિયાની પાર્લમેન્ટોની વડિયાઇએ
કંઇ ડહાપણની, કંઇ શુભની,
કંઇ વૃદ્ધ અનેરા વાત્સલ્યની,
શિવની સાંઇ મોકલી છે ?
કંઇ વધારે વિશાલ ઉદાર,
કંઇ સવિશેષ સમભાવશીળો,

રોજ રોજ નથી હોતી, રાજપુત્ર!
ગયા જમાનામાં અમારા પિતાને આંગણે
રાજઅતિથિ આપના પિતા પધાર્યા હતા.
આજ આતિથ્યનો અસન્તોષ રહે
તો ક્ષમાની નજર કરશો, કુમાર!
અમારા ભાવ અધૂરા નથી,
અમારાં સાધન અધૂરાં છે.

જાણો છો, રાજવત્સ!
પ્રજા કેમ આનન્દમાં છે?
રાજવીસૂના અમ રાજમહેલમાં
આજ રાજકુમાર રાજશે.
રાજમન્દિરે રાજયુવરાજની પ્રતિષ્ઠાનો
અમારે દેશ આજ ઉત્સવ છે.
ઉત્સવના દીર્ઘજીવી સંભારણાં દેશો? રાજ!

'યુવરાજ!' અહો 'રાજયુવરાજ!'
હિન્દની જીવનકીર્તિનો કળશ યુવરાજ છે.
વીર કવિતાના ઘાડાં ઘેરાં મૂળ,
ધર્મદુદુભિનાં ઘોર ત્રાડન યુવરાજે દીધાં
ઇતિહાસના આઘેરાં આકાશમાંથી
યુવરાજયુગલના તારકભર્ગ
અમ પ્રાણમાં પ્રગલ્ભતા સંચરે છે.
પ્રભાતનો પ્રભાકર રાઘવ રામ,
યુવરાજરાજ શીતરશ્મિ સિદ્ધાર્થ દેવ'

તીર્થમાં પુણ્યાચરણ થાય,
પાપાચરણ ન થાય.

સંસ્થાનોના બુરજે સાંધી
દુર્ગ રચાવો છો ? રાજકુમાર !
એ રાજદુર્ગ અખંડિત રહો,
અમરો અમરવેલે આચ્છાદો.
હિન્દનો પ્રાચીન મિનાર જાળવશો ?
દુર્ગનો શણગાર અને કવચ થશે.
આજાનબાહુ અમ યોધની સમશેરોને
પ્રભુના ને આપના સંગ્રામ સોહવવા દેશો ?
રાજમુગટે કોહિનૂરનો ચન્દ્ર સ્ફુરે છેઃ
મહારાજ્યના મુગટમાં હિન્દ જડાશે ?
સુરસાલ હિન્દના હૃદયખંડને
મહારાજ્યના રાજઅંગી સમ
સ્વીકારશો કે નહીં ? રાજ !
હિન્દ અને બ્રિટાનિયાને
જમણા ને ડાબા નયન જેવાં ગણશો ને ?
મહારાજ્યકુલનું હિન્દ કુટુમ્બી કે નહીં ?
ને કુલજનને રોટલો દેશો કે પત્થર ?

ઈશુનું વર્ષ ૧૯૦૫.
ધર્મના ભર્ગ રાજર્ષિ અકબરની
ત્રીજી શતાવધિનું શ્રાદ્ધ ઉજવ્યે
હજી પૂરો એક માસ નથી વીત્યો.

એ જ સુધાકર સંસારને અભિષેકે છે,
એ શ્રાદ્ધમન્ત્ર શ્રવણુમાં હજી ઘેરે છે.
એ રાજ્યયોગ-પ્રજાયોગ સાધશો ?
એ ધર્મઔદાર્ય-ધર્મયોગ આદરશો ?
एकमेवाद्वितीयम्નાં અધૂરાં મન્દિર ઉદ્ધારજો.
'સત્ય, શાન્તિ, સ્નેહ અને ન્યાય'
નહીં તો આવી ક્ય્હાં વસશે ?
અકબરનાં યોગસ્વપ્ન સાચાં પાડજો.
હિન્દ અને બ્રિટાનિયા બ્હેનોનું
વર્તમાન કુશલ અને ભાવિ કલ્યાણ
અખંડ ખેલડીએ વિચરવામાં છે.
શ્રદ્ધાસ્નેહ નયનેથી નીતરશો
તો શ્રદ્ધાળુ હઇડાં સ્નેહ ઝીલશે.
ખ્રીસ્તનો ઉપદેશ તો સ્મરણે હશેઃ
જેવું વાવશો ત્હેવું લણશો.
વિશ્વાસના કણ વિશ્વાસના ફાલ ઉગવશે.
હિન્દ પાડોશીને આત્મવત્ ચ્હાશો ને ?

પધારો, પ્રજાના કુમાર !
અમ દેશને આંગણે આવો.
આવો, કુંકુમ ઘોળી રંગોળી પૂરીશું,
આવો, ભૂમિ ભરી સ્મૃતિલેખ લખાશે.
કોઇ મૂર્તિઓ થાપશે, કોક મંડપ માંડશેઃ
પણ સૌ રેતી ઉપરના કીર્તિલેખ હો !
આજ આંખથી એ મ્હોટું લાગે છે,

ઇતિહાસને એ ઉકલશે પણ નહીં.
પડશે, ભાગશે, તૂટશે, ફૂટશે,
ધરતીકમ્પોમાં ઉચ્છેદાશે,
કાલચક્કીમાં દળાશે,
અણુમાં આદેશ વાંચી વાંચી
સારાંનરસાંની ઇતિહાસ કથની કથશે.
સારપનાં તેજ પૂરી અમૃતાક્ષરે
કંઇક અક્ષત યશલેખ લખશો ?
હજારો વર્ષનાં અજવાળાં અન્ધારાં વીત્યે
મનુષ્યની કથામાં મ્હોટે અક્ષરે લખાય,
પ્રજાઓ નવનવા ઉત્સાહથી વાંચે,
શ્રેયસ્પન્થ માને, ને જીવનધર્મ પ્રમાણેઃ
એવો કીર્તિલેખ લખશો કે નહીં ?
પ્રજાહિતનું એકૂકે મહાવેણ ભાખશો ?

શાન્તિલોકમાં એક સિંહાસન પામી
રાજસિંહાસન રાજરાજેન્દ્ર સોંપે,
ત્ય્હારે એક વિનતિ છે.
આસ્ટ્રેલિયા, હિન્દ, આફ્રિકા, કેનેડા, બ્રિટનઃ
મહારાજ્યદેહની પાંચે ઇન્દ્રિયો
પ્રભુતાથી પોષજો, રાજકુમાર !
એકાદ ઇન્દ્રિય અશુદ્ધ રહેતે
દેહ અને પ્રાણને લાંછન લાગશે.
શાહમૃગની નિષ્કલંક ત્રિવલ્લી કલગી સમી
મનવાણીકર્મની વિશુદ્ધિ વિલસાવજો, રાજવી !

'હું સેવું છું' નો જીવનમન્ત્ર સ્વીકાર્યો·
સદ્‌સેવામાં સ્વર્ગ છે, મહાભાગ!
પ્રજાને–પ્રભુને સેવવા આયુષ્યમાન્ થાવ.

રાજનૌકાના નાવિક થશો,
ઇતિહાસના સ્રષ્ટા થશો,
કાલના નેતા થશો, કુમાર!
ઈશ્વરદત્ત રાજસૂત્રો આટલાં છેઃ
રાજાપ્રજાનું પરસ્પર દ્વૈતાદ્વૈત તે રાજ્યઃ
રાજ્યરાજ્યનું શ્રદ્ધાસંકલન તે મહારાજ્ય;
અનેક મહારાજ્યમણિમાં ગુણવત્ સ્નેહકિરણ
તે માનવજાતિનું કલ્યાણકેન્દ્ર સામ્રાજ્ય.
નિજ નૌકાને એ જલમાં ખેડજો,
મનુષ્યની કથાના સાગરઓઘ
એ ત્રિવેણીસંગમ ભણી વહે છે,
પ્રભુપુરીનાં એ વ્હેણ છે.

દેવઉઠી એકાદશી ગઈ, રાજ!
અમારા દેવ આજ ઉઠશે કે કાલ?
ભાગ્યદુર્ભાગ્યના વિધિગ્રન્થોમાંથી
કંઈ ઋચાઓ વડે દેવ પ્રાતઃસન્ધ્યા કરશે?
દેવના અગ છો· કંઈ કહેશો?

સુખરૂપ પાછા વળો
ને પિતાને મળો, રાજઅર્ભક!
ત્હારે કહેજો સૌ સંભારે છે.

વીનવજો એક રાજહૃદય વાઇસરૉય મોકલે:
ડાહ્યો, શાણો, દીર્ઘદર્શી અને મહૌજસ,
ધીર, વીર, દક્ષ, ગમ્ભીર ને આસ્તિકઃ
મહાનુભાવ, વિશુદ્ધબુદ્ધિ, વિશાલહૃદયઃ
સમર્થ, પણ લોકકલ્યાણ હિતસ્વીઃ
પંચનાં મહાવાયક પરમાણે,
મહાજનનાં સન્માન સાચવે:
એ ય પ્રજાને વીરપસલી આપે,
ઓરમાનને સગાં કરી જાણે,
વીરીનાં જતન કરી સમ્બન્ધને સાંધે,
પરમ સ્નેહની સાંકળે સાંકળે,
પરસ્પર શ્રદ્ધાની ફૂલગૂંથણી ગૂંથે–ગૂંથાવે.
અમારા હોઠનાં નહીં, રાજ!
અમારા હૈયાના મન્ત્ર વાંચી જજો.
ઊંડા ઊંડા પ્રાણસંચારી મનોભાવ
કેટલાક અનિર્વચનીય છે, કુમાર!

રાજવંશી અતિથિ!
અહો અમ મુગટધારી મહેમાન!
સૂર્યના દેશની યાત્રાએ પધારો.
આજે હયાતનાં ઝરણમૂલથી પણ
એ જ્યોતિર્મૂલનાં શોધનસિદ્ધિ,
શાહજાદા! મહામોંઘેરાં છે.
સંચરજો, સૂર્યરાજની સંપત્તિ પામજો,
જાળવજો, ને જતન કરજો.

સફર શુભકારી થાવ,
તો પધારો, રાજયુવરાજ!
પધારો આજ અમ દેશ
પૂર્વને ચોક ચન્દન ચર્ચ્યાં છે.
બુદ્ધસાધુઓને, સન્તયાત્રાળુઓને
પગલે પગલે વિચરજો.
પધારો, પધારો, રાજવત્સ!
જ્યોતિર્ભૂમિનાં ભોગળ ભાગીશું,
કડવાશના કળશ ઉતારી ઢોળીશું,
શરદની વિધુવરશી વાડીઓ વેડીશું
પ્રસન્નમન પધારો, પ્રજાના કુમાર!

## રાજવીર

રાજ્યના સિંહાસન સમું
ઉંચુ એક શિખર હતું
એ સિંહાસને ઈન્દ્ર શો તે ઓપતો
પૃથ્વીને પાટલે દેવપતિ જેવો
દેદીપ્યમાન તે દીસતો.

શિખરે વનના વાઘા સજ્યા હતા,
ને સ્કન્ધે પ્રફુલ્લ સાગ મ્હોરતો.
સાગમજરીના ચમ્મર નીચે
માનવ મુગટ શો મનમોહન,
શિખર સમોવડ અડગ ને અડોલ,
બલમૂર્તિ તે વિરાજતો

શિખરના છત્ર સરિખડો
ટોચે શિવમન્દિરનો ઘુમ્મટ ઘેરાતો.
સૂર્યતેજમાં બાલ સૂર્ય શો
ઘુમ્મટે સુવર્ણકલશ ઝળહુળતો.
અણમૂલા જવાહીરની એવી એને શિરે
કલગીની જ્યોત ઝગઝગતી.

એ એક રાજવીર હતો.
લાખી સમશેરને અઢીંગી
આજાનબાહુ તે કીર્તિકેતુ
રાજ્યવિસ્તારને વિલોકતો ઉભો હતો.
ફરતી કુંજોમાં ધેનુનાં ધણ ચરતા,
ને ગોપવૃન્દ વેણુ વાતા.
શિખરનું મન્દિર ભરી
બ્રાહ્મણો વેદોચ્ચાર ગજવતા.
નીચે નગરનગરના ચોકમાં
ત્હેમના લોકપાવન ધ્વનિ પડતા,
ને એમ વાતાવરણ પવિત્ર થતો.
વેદવર્ચસ્‌ના વૈભવવન્તો તે
પુણ્યની પ્રતિમા જેવો પ્રકાશતો.

ત્હેને મહિમાવાન દેહદેશે
રાજ્યશ્રીની પ્રભા પ્રગટતી.
શેષની ફેણાઓ સમોવડા
વિષદંશી ને મણિદાનેશ્વરી

કરદંડ ત્હેના ઝૂલતા.
પદ્મ સમું હૃદય પથરાતું.
વિશાલ અને સ્નાયુબદ્ધ
વજ્રવાળેલ દેહદુર્ગ હતો.
ત્હેના ગૌરવવન્તાં નયનોમાં
સૂર્ય ને ચન્દ્ર બેઠા હતા.
પ્રજાએ ધરાવેલા મુગટમાંથી
તારકાવલિ સમું રત્નમંડલ તગતગતું,
ને મંહીથી પ્રકાશની ધારાઓ વર્ષતી.
ગાંડીવ અને પિનાક જેવી
નમણી ભમ્મરો નમેલી હતી.
ચ્હડાવેલાં શર સરિખડાં
દૃષ્ટિનાં કિરણો ઝબકતાં.
અગ્નિની શિખા જેવો અધર હતો.
વિધાત્રીની પાટી જેવું લલાટ હતું
પ્રગટતા પ્રભાતરંગી કપોલે
તપની ઉગ્રતા, દાનની ઉદારતા,
સામન્તનું શૂરાતન, નાયકની રસિકતા,
સરલતા, દક્ષતા ને સાદાઈની
જન્મપુરાણુ રેખાઓ લંબાતી.
તડકાછાયાની પેઠે વદનમાં
પ્રતાપ ને શીતળતા રમતાં.
રોમરોમમાંથી સત્યનું તેજ ઝબૂકતું.
કાળી કાચણુ જેવા મ્યાનમા

વીરત્વભીની સમશેર વિરામતી.
કંઇક વારી રાખેલા જેવી,
મહાસાગરની માઝાવતી
તે માનવસાગરની મુદ્રા હતી.
ત્હેનું ખડ્ગ નીકળતું
ત્ય્હારે વીજળીઓ ચમકી રૂહેતીઃ
ત્હેની હાકલ વાગતી ત્ય્હારે
અસુરલોકની પ્રલયગર્જના ગર્જતી.
આરસપાટ જેવો ઉજ્જ્વલ
ધર્મનો જાણે સ્થંભ હોય,
વડછાયા જેવો શીતલ
રક્ષાનો જાણે મંડપ હોય·
ત્હેવો તે ઘેરગમ્ભીર દીસતો,
આભના આધાર જેવો
ભવ્ય ને વિરાટાંશ ભાસતો.
પુણ્યશ્લોક ત્હેનુ નામ હતું.
સંગ્રામના વિજયધ્વજ સરિખડો,
મહારાજ્યની પ્રગટ કલા સમોવડો
રાજરાજવી તે વિશ્વખોળે વિલસતો.
જગતનું પ્રારબ્ધ ઘડનાર,
ભવિષ્યના ઇતિહાસ રચનાર,
પ્રજાના લાડકોડ પૂરનાર,
લાલન પાલન ને વાત્સલ્યભર

પુણ્યશાળી પાવનકારી પિતામહને
નિરખી નિરખી પૃથ્વી નમન નમતી.
પદ આગળથી ત્હેના ગંગા ફૂટતી
આબાલવૃદ્ધ સકલ રાજ્યલોક
બારે માસ ત્હેનું પાણી પીતાં.

મેઘ જેવી ભૂમિ ભીની હતી.
દેવી અન્નપૂર્ણાના અખૂટ પાત્ર સમી
ભૂમી ધનધાન્યથી ભરછક ઉભરાતી,
ને લોકો વિધવિધની લણણી લણતા.
પૃથ્વી પ્રસન્નવદની હતી,
ને ત્હેનાં સ્મિત સરિખડી
દિશદિશમાં હરિયાળી હસતી.

ઝરણની નાળના ઘાસમાં
દીપડો લપ્પાતો હતો,
કાંઠે વાઘ ઘવાઇ પડ્યો હતો.

પાછળ સૂર્ય પ્રગટતો,
કોટી કોટી કિરણમાળે વધાવતો.
પ્રજાહિતના અભિલાષ શી છાયા
આગળ દેશ વીંધી પડતી
ધર્મ, સમભાવ, સહકર્મશીલતાના
તાણાવાણા વણી વણી
નાગરિકો તે છાયામા નગર ગૂથતા.

આકાશમાંથી વાદળ ઉતરે
ને જગત ભરી પડછાયો પડે,
ત્‍હોય ઉન્નત શિખર તેજસ્વી રહે·
એવો જગતછાયાથી પર મહૌજસ્
તે રાજવીર વિરાજતો હતો.



## વીરની વિદાય

મ્હારા કેસરભીના કન્થ હો!
સિધાવો જી રણવાટ.-ધ્રુવ

આભ ધ્રૂજે, ધરણી ધમધમે, રાજ!
ઘેરા ઘોરે શંખનાદઃ
દુંદુભિ બોલે મહારાજનાં, હો!
સામન્તના જયવાદઃ
મ્હારા કેસરભીના કન્થ હો!

આંગણ રણધ્વજ રોપિયા હો!
કુંજર ડોલે દ્વારઃ
બંદીજનોની બિરદાવલી હો!
ગાજે ગઢ મોઝાર·
મ્હારા કેસરભીના કન્થ હો

પુર પડે, દેશ ડૂલતા હો!
ડગમગતી મ્હોલાતઃ

# જીંદગીના પડછાયા

છે ઘડીઓ એવી ય જ્યાહરે જીવન કેરા
ઓળા આત્મા પરે પડે સૌ કાજળઘેરા;
ને અન્ધારા અભેદ્ય પટની પાંદડીઓમાં
નિજ ઉરમાં આવરે તારલાઓ આશાનાઃ
જે ઘડીમાં આપણે ચાલિયે ધ્રૂજતે પગલે,
ને ભાગ્યે જાણિયે કેમ એ પગલાં ભરિયે,
કે ઝાંખા એ માર્ગ સફરના દોરે છે ક્ય્હાં,
ઉંડી નિરાશા તણી આપણી મધ્યનિશામાં.

૨

એ ઘડીઓ ભયભરી મંહી સ્થિર ને દૃઢ રહેવું,
રહેવું, દૃઢ ને સ્થિર, નહીં ડરી કે વળી જાવું.
સિદીને અન્ધાર અડગ આંખે નિરખીને
અહરાગમની વાટ જોવી નભ કેરે તીરે.
એ જોતાં વાટડી, તિમિરમાં તેજ ઉતરતું,
ભાવીના સંગ્રામ કાજ ત્ય્હાં બલ સંઘરવું.
મા પામો ભય, દૃઢ રાખો મનડું, નિજ ધામે
અક્ષર દેહે હજી પ્રકાશ જ દોરી જાશે.

૩

લોભાવે અપ્સરા, ત્હો ય દૃઢ ને સ્થિર રહેવું,
ભલે અસત્યો હસે, રહી દૃઢ ને સ્થિર રહેવું.
ન્યાય, સત્ય ને દયા સદા ચે ધારણ કરવાં,
મૃત્યુ મળે કદાચ, નહીં મન કાચાં ધરવાં.

કાચુ મન! હા! શબ્દ એહ તો ભીરુ કેરો!
કાચુ મન! હા! બોલ એહ તો ગુલામનો જો!
ધર્મ માર્ગ દાખવે ત્હ્હા સુધી સ્થિર દૃઢ રૂહેવુ,
પછી તો કરવી કૂચ, ચિતાસુખમા ચે પડવુ.



## જલ

ઝીલો, પ્યારે! ઝીલો જલ જે ઝીલાયું·
હમારી આખમા નહિ આસુ માયું.

જમીન પડશે, જમીન જલશે સદા તો
પધારો, ગોદમા ત્યો એ નમાયુ,

પલક–ઘડી ચે ન થભ્યુ તે, અરેરે!
હઠીલુ નીર વહી ચોધાર ધાયુ

વિધિ! તુજને શું ડપકો વીર! દેવો?
અમીપ્યાલો બતાવી ઝેર પાયુ

કીધા જમણે કરે જે કામ ભવમા,
શું ડાબે હાથ ફલ આ ત્હેનુ સ્હાયુ?

પ્રભો! ક્યહા આજ બેઠા નેત્ર મીંચી?
રડે આ બાળુડુ, નથી જો! પરાયુ.

રુદન! ઉઠ, ફોડ નભ પ્રભુને જગાવી:
નથી ચેતન કદી જડમા સમાયુ

# પ્રેમનો સંચાર

ક્‌હ્યારે થશે હવે પ્રેમનો સંચાર ?
થઈશું પૂર્ણકામ, બોલશું હરિનામ,
        નયને વ્હેતાં હર્ષઅશ્રુધાર ?
        ક્‌હ્યારે થશે હવે પ્રેમનો સંચાર ?—ધ્રુવ.

ક્‌હ્યારે થાશે અમ શુદ્ધ પ્રાણમન ?
ક્‌હ્યારે જાશું અમે સ્નેહવૃન્દાવન !
સંસારબન્ધન બનશે વિમોચન ?
        જ્ઞાનાંજને ફિટશે લોચનઅન્ધાર ?
        ક્‌હ્યારે થશે હવે પ્રેમનો સંચાર ?

કરશે પારસમણિ ક્યાહરે સ્પર્શન ?
લોહમયી દેહ થઈ રૂહેશે કાંચન ?
હરિમય વિશ્વનું કરીશું દર્શન ?
        લોટીશું ભક્તિને પન્થે અનિવાર ?
        ક્‌હ્યારે થશે હવે પ્રેમનો સંચાર ?

હાય ! ક્‌હ્યારે જાશે અમ ધરમકરમ ?
ક્‌હ્યારે જાશે જાતિકુલના ભરમ ?
ક્‌હ્યારે જાશે ભયભાવના શરમ ?
        પરિહરી અભિમાન લોકાચાર ?
        ક્‌હ્યારે થશે હવે પ્રેમનો સંચાર ?

ચોળી સર્વે અંગે ભક્તચરણધૂલિ,
સ્કન્ધે સદા ધરી વૈરાગ્યની ઝોળી,
પીશું પ્રેમવારી બન્ને કરો ભેળી

અંજલિ અંજલિ પ્રેમયમુનાપાર.
ક્‌હ્યારે થશે હવે પ્રેમનો સંચાર ?

પ્રેમમસ્ત થઇ હસીશું રડીશું,
સચ્ચિદાનન્દને સાગર તરીશું,
મસ્ત બની મસ્ત સર્વને કરીશું
હરિપદે નિત્ય વિહરશું વિહાર :
ક્‌હ્યારે થશે હવે પ્રેમનો સંચાર ?

## ધર્મરાયના પાર્ષદને વિદાય

૧. આવજો ધર્મપુરીના પાટવી રે !
આવજો બ્રહ્મલોકના મહેમાન જો !
આવજો, પાવન કરજો આંગણું રે,
આવજો લઇ પ્રભુજીનાં નિશાન જોઃ
આવજો, ને રોપજો ધ્વજ અમ બારણે રે.

૨. નથી કાંઇ પૂછયું, નથી કાંઇ પૂછવું રે,
નથી કાંઇ પારખવા પયગામ જોઃ
કાગળિયા લાવ્યા મહારાજના રે,
લખિયા મંહી બ્રહ્માક્ષર 'રામ' જોઃ
પ્રભુજીએ સંભાર્યા અમ સ્નેહીને રે.

૩. જગત ઉતારી દીધ કર દેવને રેઃ
સાચવજો એ પ્રાણવિરામ, જો !

ભીંજે દાનસમય અમ આખડી રે,
નથી અપશુકન, ઘડી અભિરામ જો
લ્યો, ને કરજો જતન અધિકડુ રે

૪ કાળા ઘૂમશે ઘન કદિ આભમા રે,
બળતી વીજ કરશે ચમકાર જો
ગિરિવર શા જોગી પણુ ડોલશે રે,
ઉઘડશે પાતાળનુ દ્વાર જો
એવી પાપની પળથી ઉગારજો રે!

૫ એક પાખે લખ્યા ઉંચા ઉડવા રે,
એક પાખે લીધ ધર્મનો હાર જો
એક કરમા ધર્યો અમૃતદીવડો રે,
મુદ્રા મહીં જગના ઉદ્ધાર જો
અદ્ભુત દર્શનથી હરી આખડી રે

૬ એક મીટમા પૃથ્વીનુ વિરામણુ રે,
એક મીટમા ઉઘડવા સ્વર્ગ જો
વદન ભરી ગેબી એક હાસણુ રે,
મૂર્તિમા ધર્મરાયના ભગ જો
મગલ દર્શનથી મનડુ ઠર્યુ રે

૭ નથી સત્કાર્યાં, નથી સેવા કરી રે,
આપ્યુ એક નમન પદ માહી જો,
કહેજો નમન વળી મહારાજને રે,

દેજો દેવકુલોને સાંઇ જોઃ
 વીનવજો વગડે નવ વીસરે રે.

૮. આંધી આંધી દિશાઓ સરી જતી રે,
 પન્થ અજવાળે શશિયર ભાણુ જોઃ
 ઢોળે તેજ અનુપ કંઇ તારલા રે,
 ત્હાંથી કરજો મધુર પ્રયાણુ જોઃ
 મધુરા પન્થ પ્રભુદરબારના રે.

૯. એક દિન પ્રભુજી આણાં વાળશે રે,
 છાશે અમ પર પુણ્યની છાંય જોઃ
 વીર હો ! ત્હારે પૂજવા આવશું રે
 પ્રેમળ દેવોમાં પ્રભુરાય જોઃ
 સંચરશું ત્હારે સંગાથમાં રે.

૧૦. આવજો મ્હોટા ઘરના મ્હોડવી રે !
 આવજો અમુલખ જોઇ સંજોગ જોઃ
 આવજો, આદર છે અમ આગણે રે,
 આવજો, મનભર કરશું યોગ જોઃ
 રાજકાગળ લઇ અવધે આવજો રે.

હા! કાલરાશિ સરિખા ગિરિ રાજતા તે,
ને એક ભૂતકણુ ત્ય્હાં ચરણે પડ્યો’ તો :
રાજેન્દ્ર કો થઇ ગયા સખિ! ધર્મગોપ્તા,
તે કુલચન્દ્રની કથા ગુણવન્તી ગાતો.

શું સ્થૂલ-સૂક્ષ્મલહરી નથી એક પૂરે?
શું સ્થૂલ નેત્ર નવ ચેતનમન્ત્ર વાચે?
શું સૂક્ષ્મની ન વસી સુન્દરતા સ્થૂલોમાં?
શું સ્થૂલમાં ન ઉભરાય અદૃશ્ય સૂક્ષ્મ?

જોયું અમે ગિરિકણે, સ્થૂલની શિલામા,
જોયું અમે જ ઊંડુ, અદ્‌ભુત માહિ દીઠું ·
એ એક શૈલકણુનું ઉર ભેદી જોતા
ઇતિહાસવાહી લીધ દર્શન ત્ય્હા પ્રભુનું.

આદ્યન્તમા જીવન આ જગતું ભરીને
ઘોરે અઘોરનીર સાગર કાલ કેરો
તે સિન્ધુના જલતણી દલપાદડીમા
મોઘો સખી! પરમ બ્રહ્મપરાગ ઉડે

મારી છલગ સખિ! એક સમુદ્ર કૂદ્યા,
નિહાળ્યુ ભારત સુસાત્ત્વિક વન્દનીય
નિહાળી શ્વેત ગિરિમાલની હિમભૂમિ,
ને સાધુસાધ્વીની દીઠી મહીં શિવરેખા ·

ઓળગી એ હિમભૂમિ, જલધિની ઝાડી,
આહ્લાદિની વિચરતી દીઠી ધર્મધેનુ.

ત્હાં નિરખી સુભગરાઘવપાદ લંકા,
ને વીર વીરી મળી તે મહીં સ્તોત્ર ગાતાં :

સિદ્ધાર્થ દેવ દીધ ભારતી એક વત્સા
પોષી સહર્ષ સુરનન્દિની ચન્દ્રગુપ્તે;
દે ખંડખંડ દૂધ રાજર્ષિ અશોક :
સૌ એક શૈલકણમાં ગૂઢ એવું દીઠું.

ગાલે ઢળે નમણી પાંપણ અર્ધ મીંચી,
ઢાંકે વળી વળી જ પાલવ ઉરદેશ :
સંકોરી કોર સરતી કરવેલડીએ :
ત્હેના નથી રસિક શાસ્ત્રીય ભાષ્યકારો ?

દીઠી શિલા મહીં ય સાગરની સમૃદ્ધિ,
દીઠા સ્થૂલે મહત ચેતનબોધ ન્હેતો :
તો શૈલને જડ પછી વદવું પ્રિયે ! શે ?
તો શૈલને જડ કહી સખિ ! નીન્દવું કાં ?

જ્યોતિ ઝીલી પરમભાવ દિનેશ કેરી,
સત્કારી સપ્રભ વિશાલ કૃપાની ધારા,
ચાલ્યા અમે પછી પીતા જ વરેણ્ય ભર્ગ
આતિથ્ય દેવકુલનું પ્રિય ! યાચવાને.

## સિન્ધુનીરે

સચ્ચિદાનન્દસિન્ધુનીરે પ્રેમાનન્દની લહરી·
મહાભાવ રસલીલા શી મધુરી ! વારી ! વારી !
સચ્ચિદાનન્દસિન્ધુનીરે.—ધ્રુવ.

વિવિધ વિલાસ રસપ્રસંગ,
કેવા અભિનવ ભાવતરંગ
ડૂબે છે, ઉઠે છે, કરે છે રંગ
નવીન નવીન રૂપ ધરી !
સચ્ચિદાનન્દસિન્ધુનીરે.

મહાયોગે સમુદાય એકાકાર થઇ રહ્યો
દેશકાલ વિવિધતા ભેદાભેદ દૂર થયો·
સચ્ચિદાનન્દસિન્ધુનીરે.

હવે આનન્દે માતા થઈ,
બે બાહુ ઉછાળી,
બોલો રે મન ! હરિ હરિ
સચ્ચિદાનન્દસિન્ધુનીરે.

## સ્તુતિનું અષ્ટક

પ્રભો ! અન્તર્યામી ! જીવન જીવના ! દીનશરણ !
પિતા ! માતા ! બન્ધુ ! અનુપમ સખા ! હિતકરણ !
પ્રભા, કીર્તિ, કાન્તિ, ધન, વિભવ–સર્વસ્વ જનના !
નમું છું, વન્દું છું, વિમલસુખ સ્વામી જગતના !

સહુ અદ્‌ભુતોમાં તુજ સ્વરૂપ અદ્‌ભુત નિરખું;
મહાજ્યોતિ જેવું નયન શશિ ને સૂર્ય સરખું;
દિશાની ગુફાઓ, પૃથિવિ, ઊંડુ આકાશ ભરતો,
પ્રભો ! તે સૌથી યે પર પરમ તું દૂર ઉડતો.

પ્રભો ! તું આદિ છે, શુચિ પુરુષ પુરાણ તું જ છે,
તું સૃષ્ટિ ધારે છે, સૃજન–પ્રલયે નાથ ! તું જ છેઃ
અમારા ધર્મોનો અહરનિશ ગોપાલ તું જ છે,
અપાપી–પાપીનું શિવસદન કલ્યાણ તું જ છે,

પિતા છે એકાકી જડ સકલ ને ચેતન તણો,
ગુરુ છે, મ્હોટો છે, જનકુલ તણો પૂજ્ય તું ઘણોઃ
ત્રણે લોકે, દેવા ! નથી તુજ સમો અન્ય, ન થશે,
વિભુરાયા ! તુંથી અધિક પછી તો કોણ જ હશે ?

વસે બ્રહ્માંડોમાં, અમ ઉર વિશે વાસ વસતો,
તું આઘેમાં આઘે, પણ સમીપમાં નિત્ય હસતોઃ
નમું આત્મા ઢાળી, નમન લળતી દેહ નમજો,
નમું કોટી વારે, વળી પ્રભુ ! નમસ્કાર જ હજો.

અસત્યો માંહીથી પ્રભુ ! પરમ સત્યે તું લઈ જા,
ઊંડા અન્ધારેથી પ્રભુ ! પરમ તેજે તું લઈ જા,
મહા મૃત્યુમાથી અમૃત સમીપે નાથ! લઈ જા.
તું હીણો હું છુ તો તુજ દરસના દાન દઈ જા

પિતા ! પેલો આવે જગત વીંટતો સાગર રહે,
અને વેગે પાણી સકલ નદના તે ગમ વહે.
વહો એવી નિત્યે અમ જીવનની સર્વ ઝરણી
દયાના, પુણ્યોના તુજ પ્રભુ ! મહાસાગર ભણી

થતું જે કાયાથી, ઘડીક ઘડી વાણીથી ઉચરુ,
કૃતિ ઇન્દ્રિયોની, મુજ મન વિશે ભાવ જ સ્મરુ,
સ્વભાવે, બુદ્ધિથી, શુભ અશુભ જે કાંઈક કરુ,
ક્ષમા દ્રષ્ટે જો જો, તુજ ચરણમા નાથજી! ધરુ

## હરિનાં દર્શન

મ્હારા નયણાની આળસ રે, ન નિરખ્યા હરિને જરી:
એક મટકુ ન માણ્યુ રે, ન ઠરિયા આંખી કરી.

શોકમોહના અગ્નિ રે તપે, ત્હેમા તપ્ત થયા.
નથી દેવના દર્શન રે કીધા, ત્હેમા રક્ત રહ્યા.

પ્રભુ સઘળે વિરાજે રે, સુજનમા સભર ભર્યા.
નથી અણુ પણ ખાલી રે, ચરાચર મા ઉભર્યા.

નાથ ગગનના જેવા રે, સદા મ્હને છાઇ રહે
નાથ વાયુની પેઠે રે સદા મુજ ઉરમા વહે

જરા ઉઘડે આંખડલી રે, તો સન્મુખ તેહ તદા :
બ્રહ્મ બ્રહ્માંડઅળગા રે ઘડી યે ન થાય કદા.

પણ પૃથ્વીનાં પડળો રે, શી ગમ ત્હેને ચેતનની ?
જીવે સો વર્ષ ઘૂવડ રે, ન ગમ ત્હો યે કંઇ દિનની.

સ્વામી સાગરસરિખા રે, નજરમાં ન માય કદી :
જીભ થાકીને વિરમે રે ‘ વિરાટ ’ ‘ વિરાટ ’ વદી.

પેલાં દિવ્ય લોચનિયાં રે પ્રભુ ! ક્યહારે ઉઘડશે ?
આવાં ઘોર અન્ધારાં રે પ્રભુ ! ક્યહારે ઉતરશે ?

નાથ ! એટલી અરજી રે, ઉપાડો જડપડદા :
નેનાં ! નિરખો ઊંડેરૂં રે, હરિવર દરસે સદા.

આંખ ! આળસ છાંડો રે, ઠરો એક ઝાંખી કરી :
એક મટકું તો માંડો રે, હૃદય ભરી નિરખો હરિ.



# ટીકા

## ૬

### ભેદના પ્રશ્ન

નીરઘેર=ઘેધનાં પાણીનો ભીષણ શબ્દ.

અનુકમ્પ=કમ્પના પ્રતિધ્વનિ રૂપ થતો પ્રતિકમ્પ.

ગાન સ્હમજું વિ.=ગીતના અર્થ સ્હમજતો નથી, ત્હો પણ ગીત વેદમન્ત્રનાં છે તેથી ગમે છે.

ટૂંકા આખે, તે લાંબી દૃષ્ટિઃ આશાઓ લાંબી અને ત્હેનાં ફલન ટૂંકાં, એવો ધ્વનિ છે.

ઘણી વેળાએ માનવીને એવું લાગે છે કે જાણે ઉડતા આત્માની પાંખો જગતની સીમાઓ સાથે ઘસાતી હોય. એવે સમયે અનન્ત સમા બ્રહ્માંડની યે પરિસીમાઓ સ્પષ્ટ થાય છે, અને નયન એ દિવાલો ભેદી પાર જોવા ઇચ્છે છે; પણ ઘણું ખરું એ દિવાલો પારદર્શક હોતી નથી. એવી સ્થિતિમાં આ કાવ્યમાંના જેવી પ્રશ્ન પરંપરા મનુષ્યના પ્રાણને રૂંધી નાંખે છે, અને અજ્ઞાત–ને કેટલેક દરજ્જે અજ્ઞેય—ભેદભૂમિકાનો વિસ્તાર જોઈ અલ્પજ્ઞ માનવી મૂંઝાય છે. એવી મૂંઝવણમાં ગુરુ, નેતા, સદ્બોધકને માટે પોતાની અશક્તિ અને અપૂર્ણતા અનુભવતો આત્મા પુકારે છે આ કાવ્યમા એ પ્રશ્નપરંપરા અને પુકાર જ છે, ઉત્તર નથી

### નયણાંની ધાર

કોઈ દ્યો સ્મરણોનાં દ્વાર=સ્મરણનાં બારણાં કોઇ બન્ધ કરો.

કરણે કારણ નિ.=કરણ એટલે સાધન–હથિયાર–નિમિત્તમાં કારણ શોધનાં લ્હાં તે ન લાધ્યાં, તો પછી કરણ–નિમિત્તનું કામ–કર્તવ્ય શું તે કોઈ ભાખો.

ઝીણા ઝીણા મેહ

વાંકાનેર આર્યહિતવર્ધક નાટક મંડળીના જગતસિંહ નામના નાટકમાંના એક રાસડામાંથી આ ગીતનું ધ્રુવપદ, બીજા ચરણમાં કંઇક ફેરફાર સાથે, ઉપાડી લીધું છે.

કાઠિયાવાડમાં ગરબી અને રાસડા વચ્ચે એક સાદો ભેદ મનાય છે. પુરુષો ફરતા ફરતા ગાય તે ગરબી, અને સ્ત્રીઓ ફરતાં ફરતાં ગાય તે રાસડો. છતાં રાસડા અને ગરબીમાં એક ઊંડો ભેદ બીજો પણ છે. ઘણી ખરી ગરબીઓ રાસડામાં ગાઇ શકાય છે, અને સામાન્ય રીતે એમાં છન્દશાસ્ત્રનો ભેદ નથી, પણ સંગીતશાસ્ત્રનો ભેદ હોય છે. 'આવો આવોને સખિઓ ! આજ ભરત જ ભરવાને,' એ દલપત ગરબાવળીમાંની ગરબી છે, પણ હેને હીચ સાથે ગાવામાં આવે તો તે જ ગરબી રાસડો કહેવાય. એક જાતના ભારવાળા તાલ મૂકી હિંડોલ પાડવાની રીતને હીચ કહે છે. હીચથી ગરબીની સરલતા અને શાન્તિ મટી જઇ હેને સ્થાને કંઇક ભાવખિલાવમાં ઓર જ મસ્તી પ્રગટે છે. રાસડામાં આરોહ અવરોહ વધારે ચોકખા હોય ગીતની ગતિ વધારે તરંગમય અને તેથી મદભરી ને મનોહારી બને છે.

યૌવના

મનુષ્યની રસિકતાએ જન્મ દીધેલી સુન્દર કલાઓ રૂપ પુત્રીઓમાંની કાવ્યકલા એક છે. પોતાની બીજી બ્હેનોથી હેનું વ્યક્તિત્વ અળગું છે, છતાં કોઇ કોઇ વેળા ભગિનીઓનું સામ્ય વધારે ખીલી આવે છે. સંગીતકલા સાથેનો કાવ્યકલાનો આ નિકટ સમ્બન્ધ સહુને સુવિદિત છે. કેટલાક કાવ્યો ભાગ ૧લામાંનું શ્રાવણી અમાસ નામનું કાવ્ય કાળભીટની ગુફાના જેવી હેની ઘેરી રેખાઓને લીધે, અને તાદાત્મ્ય નામનું કાવ્ય આરસની પ્રતિમાઓના જેવા લાલિત્યના ભાવને લીધે, શિલ્પકલાના જેવો

કંઇક આભાસ આપે છે. ડા. હરિ હર્ષદ ધ્રુવનું ચિત્રકાવ્ય અને તે ઉપરની નવલરામભાઇની ટીકાથી ચિત્રકલા સાથેનું પણ કાવ્ય-કલાનું સગપણ સાહિત્યના અભ્યાસીઓને જાણીતું છે. આ કાવ્ય તથા આ સંગ્રહમાંનાં સૌભાગ્યવતી અને રાજવીર એ બે કાવ્યો કાવ્યકલા અને ચિત્રકલાનું સહોદરપણું દાખવનારાં—જો કે ડા. ધ્રુવના કાવ્યથી ભિન્ન પદ્ધતિનાં ચિત્રકાવ્યો છે.

### આમન્ત્રણ

એક લોકગીતમાંથી આ કાવ્યનાં ધ્રુવચરણો ઉપાડી લીધેલાં છે

### આંસુના ભેદ

સ્ત્રીજાતિનો પ્રશ્ન ચર્ચતુ The Princess અથવા રાજકુમારી એ નામનું સ્વર્ગસ્થ ઇંગ્રેજ રાજકવિ લૉર્ડ ટેનિસને એક કાવ્ય લખ્યુ છે. ત્હેમાંના એક હૃદયભેદી ગીતનું રસગ્રાહી ભાષાન્તર કરવાનો આ કાવ્યમાં પ્રયત્ન છે.

અમથી=નાહક, કારણ વિના.
પ્રાતબંસરી=પ્રભાતને સમયે વગાડેલી વેણુ
ભ્રમવાહી=ભ્રમણા ઉપજાવતા.
સાખ=સાક્ષી.

### સારસનો શબ્દ

મહી નદીના મુખથી થોડેક ઉપલાણે તે નદીને કિનારે ગમ્ભીરા નામે એક ગામડું છે ગુજરાતની લીલી કુંજની કિનાર ઉપર એકાન્તમાં તે આવેલુ છે સૃષ્ટિની સુન્દરતા અને મનુષ્યની સાધુતાનો યોગ ધન્ય સ્થલોએ જ માત્ર હોય છે, અને ત્હેવા સ્થલ તીર્થ કહેવાય છે. આ સ્થલ એવુ હતું. સજ્જન મિત્રની યાત્રાર્થે ત્હાં જવુ થતાં ત્હાંના સુન્દર પ્રદેશની અને વધુ સુન્દર સન્ધ્યા સમયની જે છાપ હૃદયે ઝીલી તે વાણીમા ઉતારવા આ કાવ્યમા પ્રયત્ન છે.

પણ એ તો સ્પષ્ટ જ છે કે વૈશાખની શાન્ત અને ખુલી સન્ધ્યા નીતરી નીતરી અન્તે ત્હેમાથી ચદની ખીલે છે એનો અનુભવ ઉંડા અને થોડાઘણે અશે અકથ્ય છે

## લગ્નગીત

સીતારામના બાણ એક બાણ, એક વચન, એક જ પત્ની એ ત્રણ ઉક્તિઓ રામચન્દ્રજી વિશે સુપ્રસિદ્ધ છે

વામનજી શી વેદી = ન્હાની વેદી રચાશે ત્હો યે આખા બ્રહ્માડને ત્હેની ધૂમ્ર ભરશે વામન રૂપમાથી વિરાટ થઈ વિશ્વ બધુ માપી લીધુ એ કથા જાણીતી છે.

## સૌભાગ્યવતી

સ્વામીવ્રત શી અવિચલ વિ =સ્વામીના વ્રતના જેવી અડગ ઉમરાની જે શિના ત્હેના પગથાર ઉપર તે સૌભાગ્યવતી ઉભી હતી આપણા લગ્નવિધિમાની એક ક્રિયા અશ્મારોહણ એટલે શિલા ઉપર ચ્હડવાની છે ચૉરીના ઉત્તર ભાગમા એક શિલા સ્થાપી ત્હેના ઉપર કન્યાનો જમણો પગ મૂકાવી નીચેનો મન્ત્ર વર ભણે છે

आरोहेममश्मानमश्मेवत्वस्थिराभव

આશા ઇષ્ટની વિ = પત્નીરૂપ જે આશા ત્હેને પોતાનો ઇષ્ટ પદાર્થ જે પતિ તે મળ્યો ને મુમુક્ષુરૂપ જે પતિ ત્હેને પોતાની પ્રેય ને શ્રેય વસ્તુ મુક્તિરૂપ જે પત્ની તે મળી

## પુનર્લગ્ન

પુનર્લગ્ન = પુન + લગ્ન = ફરીથી લગ્ન કોનું? આ કાવ્યમાં એના એ જ પતિપત્ની—એક જ દમ્પતીના ફરીથી લગ્નની વાત છે લગ્નતિથિના ઉત્સવની વેળાએ ફરીથી લગ્નવ્રત લેવાની કથા આ કાવ્યમા છે જુઓ કડી ૧૦ મી

લક્ષ્મીતાત = લક્ષ્મીજીના પિતા, સાગર.

છે યાદ તે વર કથા વિ. પુરાણવાર્તા એવી છે કે લક્ષ્મીજીનાં નારાયણ ભગવાન સાથે બે વાર લગ્ન થયાં હતાં. જે તીર્થમાં લક્ષ્મીજીની માળાઓ વેરાઈ હતી તે તીર્થનું નામ શ્રીમાળ, અને ત્હાંના વતની તે શ્રીમાળી. સહુ શ્રીમાળીઓનાં કુળદેવતા લક્ષ્મીનારાયણ છે. તેથી શ્રીમાળી બ્રાહ્મણોમાં લગ્ન વેળા આઠ મંગળ કરવાનો આજ પણ ચાલ છે.

ગોપનાથઃ ખંભાતનો અખાત અને આરબ્બી સમુદ્રને જૂદી પાડનારી ભૂશિર ઉપર એ નામના મહાદેવનું મ્હોટું શિવાલય ભાવનગર રાજ્યમાં છે. એમ કહેવાય છે કે એ મહાદેવની સ્થાપના શ્રીકૃષ્ણે કરી હતી. નરસિંહ મહેતાએ પોતાની ભાભીના મ્હેણા ઉપરથી વન જઈ સાત દિવસ સુધી જેમનું તપ કર્યું હતું તે એ મહાદેવ. જુઓ પ્રેમાનન્દ કૃત મામેરું, ક. ૧ લું. એ શિવજીનું નામ ગોપનાથ, તથા ગોપનાથ શબ્દનો ધાત્વર્થ વિચારતાં શ્રી કૃષ્ણ અર્થ પણ થાય છે. તેથી શિવ ને વિષ્ણુને એક જ સ્વરૂપ આ કડીમાં લેખ્યા છે, અને ત્હેને લીધે જ સાગરની જે ભવ્ય જગતબોધક બંસી ત્હાં નિરન્તર વાગ્યાં કરે છે ત્હેને વગાડતા ગોપનાથને કહ્યા છે. જૂઓ સરસ્વતીચન્દ્રમાંના વચનઃ 'શિવ વિષ્ણુ એક સ્વરૂપ, અન્તર નવ ગણશો.' 'જગતને કહેજો રે હરિહર એક જ છે.' રામચન્દ્ર અને શ્રીકૃષ્ણના એવા જ એકમેવાદ્વિતીયમ્-પણા વિશે જૂઓ દયારામભાઈનો હનુમાન ગરુડ સંવાદ. વળી શ્લોક છેઃ

यं शैवाः समुपासते शिव इति, ब्रह्मेति वेदान्तिनो,
बौद्धा बुद्ध इति, प्रमाणपटवः कर्तेति नैयायिकाः,
अर्हन्नित्यथ जैनशासनरताः, कर्मेति मीमांसकाः,
सोऽयं वो विदधातु वांछितफलं त्रैलोक्यनाथो हरिः.

શોભી રહી વિ.: संभवामि युगे युगे.

ગીતા અ. ૪, શ્લો. ૮.

નારાયણે કર વિશે વિ સાગરમન્થનને સમયે લક્ષ્મીરત્ન પ્રાપ્ત થયા પછી નારાયણ ભગવાને ત્હેમની સાથે લગ્ન કર્યું તે વેળાના ચાર મગળ લક્ષ્મીજીને કર વિશે રાખીને તે ફર્યા હતા એ ઉપરથી શ્રીમાળી બ્રાહ્મણોમા પણ આરમાના ચાર મંગળ કન્યાને તેડીને ફરવાનો પૂર્વે ચાન હતો

વૈશાખ માસ સુખશુક્ન=ઉજળા સુખનો વૈશાખ માસ, એટલે વૈશાખ મહિનાનો શુક્લ પક્ષ

## વર્ધમાનપુરી

વર્ધમાનપુરી=વઢવાણ શહેર

પુરાણ પુરી વળા અને વઢવાણ, પછીથી પાટણપુર વસ્યુ અણહિલ્લપુર પાટણથી પણ વર્ધમાનપુર પ્રાચીન અને વલ્લભીપુરની વેળાનું છે

તુજ દેવપુત્રની મુજ એ સેવા=ત્હારા દેવ જેવા પુત્રે કરેલી મ્હારી એ સેવા

ઉર્જ્જડ નદી કોતરો તટે વિ સાબરમતી નદીના ઉર્જ્જડ ઊંડા વાઘાઓને કિનારે સાદરે કેટલાક વર્ષો ઉપર હું હતો ત્હાં આ કાવ્ય લખ્યુ હતુ

રાજસતીના વાસ રાણક દેવડી વર્ધમાનપુરના ભોગાવામા સતી થઈ હતી હજી પણ વઢવાણના ભોગાવાને તીરે એ સતીની મ્હોટી દ્હેરી ઉભી છે

તાતમાતા-મ્હારા પિતાનો જ મ વર્ધમાનપુરમા આજથી લગભગ ૮૦ વર્ષ ઉપર થયો હતો ઈ સ ૧૮૨૦ મા જાનેવારી માસની ૨૧ મી તારીખે

## વિલાસની શોભા

સમસ્ત સ્ત્રીજાતિના ત્રણ વિભાગ કરવામા આવે છે કન્યા, સૌભાગ્યવતી અને વિધવા એ ત્રણે વર્ગના ઘણાએક પ્રશ્નો એવા

છે કે ત્હેમનાં કારણોને કોઈ એક બિન્દુમાં સંકીર્ણું કરીએ તો તે એક સ્નેહશૂન્યતામાં આવી સમાય. રસ, સૌન્દર્ય, વિલાસ બીજે સ્થળે શોધતાં નહીં જડે; પણ સ્નેહને પુણ્યમન્દિરે જ એમના અખંડ વાસ છેઃ એ આ કાવ્યમાં વિકાસનું સૂત્ર છે.

કથા એવી છે કે ભાવનારૂપે પૃથ્વીલોકથી ત્રણ યૌવનાઓ આકાશે ચ્હડી, અને પોતપોતાને રુચતાં સ્વરૂપ લઈ ચન્દ્રિકામાં રમવા લાગી. વરમાળના જેવી સ્વર્ગંગાનું રૂપ કુમારીએ લીધું; ખીલતી ચન્દ્રકળાનું રૂપ સૌભાગ્યવતીએ લીધું; ને સમાધિસ્થ સમી સ્થિર છતાં પલક પલકે પલકી જતી, ત્હો યે ઝાંખી પ્રકાશતી, તારિકાનું રૂપ વિધવાએ લીધું; અને ત્હાં એકાન્તને તીરે ઉરના પડદા ઉઘાડી અન્તરની વાંછનાઓ પરસ્પર કહેવા લાગી. એ સહિયર-વાર્તા પછી તે ઉપરથી ઉપજતા કેટલાક વિચાર છે.

સ્ત્રીજાતિના અનેક પ્રશ્નોમાંથી, મહત્ત્વનો પણ, એક જ પ્રશ્ન આ કાવ્યમાં તો ચર્ચાયો છે.

કડી ૧૧ મી. સખીઓ ગાતી જતી તેમ તેમ ત્હેમના દેહના હાવભાવ પણ તે ગીતને અનુરૂપ થતા હતા.

કડી ૧૨ મી. નીચું નિહાળી વિ.: નીચું જોઈ સખીઓ ભણી તીરછી નજર કરવાથી ત્હેના મુખનો પ્રકાશ ઝંખવાતો, પણ તેથી ત્હેની દેહલીલા વિશેષ ખુલતી.

કડી ૧૩ મી. કલાપીના મિત્ર મસ્ત કવિએ રચેલું વિભાવરી સ્વપ્ન નામનું એક સુન્દર કાવ્ય કેટલાંક વર્ષો ઉપર છપાયું હતું. તે કાવ્યમનો એક ખંડ કવિએ 'હો! રમતાં રઢ લાગી રાણીને' એ ગરબીમાં ઉપાડ્યો છે. પણ ધીરે ધીરે આગળ ચ્હડતાં ચ્હડતાં ભાવ અને કલ્પનાનાં પૂર એટલાં ભરવેગ વહેતાં થયાં કે એ ગરબીના કાંઠાઓને તોડવા લાગ્યાં. ધ્રુવપદ ખરી પડ્યું, પ્રત્યેક ચરણને અન્તે આવતો સવ્ય પ્રચારનો 'રે' પલટાઇ ચરણના અંગમાં સમાઇ ગયો, અને એવાં છન્દવિવેકનાં બન્ધનોની પાળો ભાગી

જઈ એ ગરબીનુ એક નવીન જ છન્દસ્વરૂપ, પ્રતાપી, કૂદતું, ભરતીના મોજા પેઠે ગર્જતુ ને ઉછળતું, કવિના હૃદયમાંથી જન્મ્યુ એ નવીન ઢાળ અહીં સ્વીકારી આ કાવ્યની ત્રણે સખીઓની ઉક્તિમાં વાપર્યો છે

છન્દોના સ્વરૂપ ક્યારે બદલવા જોઇએ, અને કેમ બદલાય છે એ કવિના મનોવ્યાપારની ઉંડી અને અગોચર કથા આ ઉપરથી રસશાસ્ત્રના અભ્યાસીઓને ચોક્કસ દરજ્જે સ્હમજાશે નવીનતાને ખાતર જ કવિઓએ છન્દવિપર્યય કરવાના નથી તેમ જ નવીનતાને ખાતર જ છન્દવિપર્યય સઉ થાય છે એમ ક્હેવુ યે અન્યાયી છે એ બન્ને વાતો ધ્યાનમા ઉતારવા આવા ઇતિહાસો વિચારવા જેવા છે

'હો રમતા રઢ લાગી રાણીને' એ ગરબી ઉપરથી ઉપજેલા આ ઢાળનું છન્દ શાસ્ત્રની દૃષ્ટિએ બીજી રીતે યે સરલ ને સાદુ પૃથક્કરણ થઈ શકે એમ છે ગુજરાતી પિંગળમાં બાવીશ અક્ષરના અક્ષરમેળ બાવીશા સવૈયા જાણીતા છે, એ આ ઢાળનું શુદ્ધ બન્ધારણ માની શકાય તે સવૈયાને માત્રામેળ કર્યે, ત્હેમાં યે ક્ય્હાંક ક્ય્હાંક માત્રાઓ વધાર્યે પણ આ ઢાળનું રૂપ સાધી શકાશે

કરુણ, શૃગાર તથા વીર રસમા આ બાવીશા સવૈયાનો ઢાળ સચોટ વાપરી શકાય એવો છે તેથી આ ઢાળનું ભવિષ્ય આશાભર્યુ ને ઉજળુ લાગે છે

કડી ૧૪ મી એ વૈજયન્તી માળ=મન્દાકિનીની દેહ જેવડી જ મ્હોટી માના એ વિશાલ માનામા શરીરભાગ ઢંકાયેલો હતો તેથી દેહરેખા તરીકે એ માલા જ દૃષ્ટિને દેખાતી

કડી ૧૮ મી નેનનું કિરણ વિ આંખનું કિરણ ફરી ફરીને અન્તે પાછું આવી આખમાં વિરામે તેમ મ્હારી યે મનની આશાઓ અને કલ્પનાઓ ફરી ફરીને પાછી મનમાંજ વિરામશે કે શુ?

એ હોળની પેઠ આવે ને જાયે

રાજ્યબન્ધારણને પ્રજાસત્તાક રાજ્ય–Republicanism કહે છે. ફ્રાન્સ, સ્વિટઝરલેન્ડ, યુનાઇટેડ સ્ટેટ્સ વિ. રાજ્યોમાં એવી જાતનું બન્ધારણ છે. પણ એ બન્ધારણે બ્રિટનના રાજ્યબન્ધારણનું રાજા વિનાનું રૂપાન્તર ગણી શકાય જો કે પ્રાચીન રોમ અને ગ્રીસમાં એવા બન્ધારણ હતા. એટલે બ્રિટનની પાર્લમેન્ટ તે લગભગ બધી વર્તમાન પાર્લમેન્ટોની દાદીમા છે એમ કહીએ તો ખોટું નથી.

ભૂતરત્નાકરનારત્નશોધક=પ્રાચીન શોધખોળ કરનાર ઝવેરીઓ.

પ્રજાઓની માતામહી વિ : પૃથ્વી ઉપરની સહુ મહાપ્રજાઓમાં વૃદ્ધમાં વૃદ્ધ પ્રજા આર્યાવર્તની આર્ય પ્રજા છે. એનો ઇતિહાસ બહુ વિશાલ અને બોધક છે.

ધર્મના ભર્ગ રાજર્ષિ અકબરની સામાન્યત અકબર નામથી ઓળખાતા ઉદારચરિત મુગલ શહેનશાહનું નામ જલાલુદ્દિન હતું. જલાલુદ્દિન શબ્દનો અર્થ જ જલાલ + ઉદ્દ+દિન = ધર્મનો ભર્ગ થાય છે. અકબરનો અર્થ મહાન્ the Great છે; અને સિકંદર, પીટર, ઓલ્ફ્રેડની પાછળ જેમ the Great લગાડવામાં આવે છે તેમ બાદશાહ જલાલુદ્દિનના નામ પાછળ અકબર શબ્દ અસલ તો લગાડવામાં આવેલો એ શહેનશાહને એકને જ હિન્દના ઇતિહાસમાં એ પદ મળેલું છે, અને એ પદધારી એ શહેનશાહ અનન્ય રહેવાથી વખત જતાં જલાલુદ્દિન અને અકબર પર્યાય શબ્દો થયા.

'સત્ય, શાન્તિ, સ્નેહ અને ન્યાય' કવિ ટેનિસને ઉત્તરાવસ્થામાં અકબરનું સ્વપ્ન એ નામનું એક કાવ્ય લખ્યું છે, ત્હેમાંથી એ ચરણ લીધેલું છે. અકબરનું સ્વપ્નું રાજ્ય કરવાનું, કે રાજ્યયોગ કરવાનું માત્ર ન હતું, પણ પરસ્પરમાં લગ્નો આદરી બન્ને પ્રજાઓનો પ્રજાયોગ સાધવાનું હતુ; ધર્મની તિતિક્ષા કે ઔદાર્ય માત્રનું જ ન હતુ, પણ ઉભયનું તારતમ્ય કહાડી એ ધર્મોનો ધર્મયોગ કરવાનું હતું એ મહાત્માનું સ્વપ્નું તો હજી ઇતિહાસમાં અદ્વિતીય અને અસિદ્ધ જ રહ્યું છે.

### સ્વદેશની દાઝ

Breathes there a man with soul so dead એ ચરણથી શરુ થતા કાદમ્બરીકાર કવિ સ્કૅાટના સ્વદેશની દાઝથી ઉભરાતા એક સુવિખ્યાત કડવાનું આ કાવ્ય ભાષાન્તર છે.

### રાજયુવરાજને સત્કાર

**ના૦ જ્યોર્જ** પ્રિન્સ ઑફ વેલ્સ જે વેળા **હિન્દની** મુસાફરીએ આવ્યા, અને મુબઇ ઉતર્યા તે વેળા તે નગરીના **સ્ટાંડ** વર્તમાન નામના દૈનિક પત્રમા તા૦ ૮ મી નવેમ્બર ૧૯૦૫ ના રોજ આ કાવ્ય છપાયું હતુ

અતિથિને દેવ સમ વિ અતિથિદેવો મવ, તૈતરેય ઉપનિષદ્

ગયા જમાનામા વિ **ના૦** સાતમા એડવર્ડ **શહેનશાહ** પ્રિન્સ ઑફ વેલ્સ તરીકે ઇ સ ૧૮૭૫ ના નવેમ્બરની ૮ મી તારીખે **હિન્દની** મુસાફરીએ આવ્યા હતા

પ્રભાતનો પ્રભાકર વિ **હિન્દના** ઇતિહાસમા દીપતી યુવ રાજમાલામાથી યુવરાજની એક જોડી તરી આવે છે. **રામ** ચન્દ્રજીએ યુવરાજ અવસ્થામા જે મહાપરાક્રમ કીધા ત્હેમનું યશોગાન તે **રામાયણ** અને કપિલવસ્તુના યુવરાજ **સિદ્ધાર્થે** જે મહાપરાક્રમ કીધાં ત્હેમનું પરિણામ જગતમા **બૌદ્ધ** ધર્મની સસ્થાપના. આખી દુનિયાના ઇતિહાસમા યુવરાજની આવી જોડી નથી

દુનિયાની પાર્લમેન્ટોની વિ આજને સમયે **યુરોપ અમે** રિકામા, અને ઇરાન, **તુર્કસ્તાન જાપાનમાં** જ્યહાં જ્હાં રાજાની સત્તા ઉપર પ્રજાએ પસદ કરેલી પાર્લમેન્ટોનો અકુશ છે ત્હાં ત્હા રાજ્યમન્ધારણ ઘડતાં **બ્રિટિશ** ટાપુઓના નમુનેદાર રાજ્યબન્ધારણનું અનુકરણ કરવામા આવ્યુ છે એ બન્ધા રણને Limited Monarchy કહે છે કેટલાક દેશોમા રાજા Monarchy કહાડી નાખી કેવળ પ્રજાજ રાજ્ય કરે છે, એવા

રાજ્યબન્ધારણને પ્રજાસત્તાક રાજ્ય–Republicanism કહે છે. ફ્રાન્સ, સ્વિટ્ઝરલેન્ડ, યુનાઈટેડ સ્ટેટ્સ વિ. રાજ્યોમાં એવી જાતનું બન્ધારણ છે. પણ એ બન્ધારણે બ્રિટનના રાજ્યબન્ધારણનું રાજા વિનાનું રૂપાન્તર ગણી શકાય જો કે પ્રાચીન રોમ અને ગ્રીસમાં એવાં બન્ધારણ હતાં. એટલે બ્રિટનની પાર્લામેન્ટ તે લગભગ બધી વર્તમાન પાર્લામેન્ટોની દાદીમા છે એમ કહીએ તો ખોટું નથી.

ભૂતરત્નાકરનારત્નશોધક=પ્રાચીન શોધખોળ કરનાર ઝવેરીઓ.

પ્રજાઓની માતામહી વિ.: પૃથ્વી ઉપરની સહુ મહાપ્રજાઓમાં વૃદ્ધમાં વૃદ્ધ પ્રજા આર્યાવર્તની આર્ય પ્રજા છે. એનો ઇતિહાસ બહુ વિશાલ અને બોધક છે.

ધર્મના ભર્ગ રાજર્ષિ અકબરની: સામાન્યતઃ અકબર નામથી ઓળખાતા ઉદારચરિત મુગલ શહેનશાહનું નામ જલાલુદ્દિન હતું. જલાલુદ્દિન શબ્દનો અર્થ જ જલાલ + ઉદ્દ+દિન = ધર્મનો ભર્ગ થાય છે. અકબરનો અર્થ મહાન્ the Great છે; અને સિકંદર, પીટર, આલફ્રેડની પાછળ જેમ the Great લગાડવામાં આવે છે તેમ બાદશાહ જલાલુદ્દિનના નામ પાછળ અકબર શબ્દ અસલ તો લગાડવામાં આવેલો. એ શહેનશાહને એકને જ હિન્દના ઇતિહાસમાં એ પદ મળેલું છે, અને એ પદધારી એ શહેનશાહ અનન્ય રહેવાથી વખત જતાં જલાલુદ્દિન અને અકબર પર્યાય શબ્દો થયા.

'સત્ય, શાન્તિ, સ્નેહ અને ન્યાય': કવિ ટેનિસને ઉત્તરાવસ્થામાં અકબરનું સ્વપ્ન એ નામનું એક કાવ્ય લખ્યું છે, ત્હેમાંથી એ ચરણ લીધેલું છે. અકબરનું સ્વપ્નું રાજ્ય કરવાનું, કે રાજ્યયોગ કરવાનું માત્ર ન હતું, પણ પરસ્પરમાં લગ્નો આદરી બન્ને પ્રજાઓનો પ્રજાયોગ સાધવાનું હતુઃ ધર્મની તિતિક્ષા કે ઔદાર્ય માત્રનું જ ન હતુ, પણ ઉભયનું તારતમ્ય કહાડી બે ધર્મોનો ધર્મયોગ કરવાનું હતું એ મહાત્માનું સ્વપ્નું તો હજી ઇતિહાસમાં અદ્વિતીય અને અસિદ્ધ જ રહ્યું છે.

જેવુ વાવશો તેવુ લણશો બાઇબલ, ગેનેશિયન્સ, અ ૬ ક ૭

હિન્દ પાડોશીને આત્મવત્ ચ્હાશો ને? Love thy neighbour as thyself બાઇબલ, લ્યુક, અ ૧૦, ક ૨૭ અને आत्मवत् सर्वं भूतेषु મહાભારત એ બે ઋચાઓના મિશ્રણથી આ પદ રચાયુ છે

શાહમૃગની નિષ્કલંક ત્રિવલી કલગી વિ નામદાર પ્રિન્સની કલગી–Crest–શાહમૃગના ત્રણ સફેદ પીંછાની છે, અને ત્હેમનુ જીવનસૂત્ર-motto-'I serve' છે એ બન્ને ઇ સ ૧૩૪૬મા ક્રેસીના યુદ્ધમા તે વેળાના પ્રિન્સ ઑફ્ વેલ્સે બોહીમિયાના રાજા પાસેથી રણક્ષેત્ર ઉપર જીતી મેળવ્યાં છે

દેવઉઠી એકાદશી વિ કાર્તિકી શુક્લ એકાદશી પ્રિન્સ મુમ્બઇમા ઉતર્યા તે પ્હેલા એકાદ બે દિવસ ઉપર જ એ એકાદશી વીતી હતી

આબે હયાત=અમૃત એવી કથા છે કે મહાન સિકન્દર જ્યારે એશિયામા ઉતર્યો તે પ્હેના ત્હેણે અમૃતના ઝરા વિશે સાંભળ્યુ હતુ, અને પોતાના એશિયામા વાસ દરમિયાન એ ઝરણની શોધ કરેલી એમ પણ કહેવાય છે કે એ ઝરણુ ત્હેને જડેલું પણ ત્હેના તત્ત્વાસી અમૃત પીધેના એક મનુષ્યની દુ ખી દયાજનક સ્થિતિ નિરખી પોતે એ ઝરણમાથી અમૃતપાન ન કીધુ, અને એમને એમ જ ત્હાથી વળી આવ્યો

જીંદગીના પડછાયા

મુમ્બઇના Students Brotherhood મડળે ઈ સ ૧૯૦૬ મા છપાવેના Select Hymns નામના પુસ્તકમાં ૧૦ મા પાને છાપેના નીચના સ્તોત્રનુ આ ભાષાન્તર છે

There are moments when life's shadows
Fall all darkly on the soul,
Hiding stars of hope behind them
In a black impervious scroll:

When we walk with trembling footsteps,
Scarcely knowing how or where
The dim paths we tread are leading,
In our midnight of despair.

Stand we firm in that dread moment,
Stand we firm, not shrink away;
Looking boldly through the darkness
Wait the coming of the day;
Gathering strength while we are waiting
For the conflict yet to come;
Fear not, fail not, light will lead us
Yet in safety to our home.

Firmly stand though sirens lure us,
Firmly stand, though falsehood rail,
Holding justice, truth and mercy,
Die we may, but cannot fail.
Fail! it is the word of cowards,
Fail! the language of the slave;
Firmly stand, till duty beckons,
Onward then, even to thy grave.

**પ્રેમનો સંચાર**

એક બંગાળી ભજનનું આ પદ ભાષાન્તર છે.

**ગિરનારને ચરણે**

ઇ. સ. ૧૯૦૪ ના એપ્રિલના પાછલા અને મેના આગલા ભાગમાં મ્હારા એક પરમ મિત્ર સાથે કાઠિયાવાડમાં મ્હારે મુસાફરી

થઈ હતી. તે વેળા અમે ગિરનારની યાત્રા કીધી હતી. પ્રથમ દર્શને તો ગિરનાર આકર્ષક ન લાગ્યો; પણ જ્હારે પર્વત ઉપર અમે ચ્હડયા, અને બે દિવસ ઉપર રહ્યા ત્હારે તો પરમાનન્દ થયો.

જૂનાગઢથી ગિરનાર જતાં માર્ગમાં એક મ્હોટી શિલા પડેલી છે, અને ત્હેના રક્ષણને માટે ઉપર રાજ્ય તરફથી છત્રી ચણવામાં આવી છે. એ શિલા ઉપર દેવોને પ્રિય રાજર્ષિ અશોક દેવની ચૌદ આજ્ઞાઓ કોતરેલી છે. એ શિલાના દર્શનનું આ કાવ્ય છે.

લેતા વિરાટ પગલાં વિ : સારા જગતની;અને પ્રાચીન અર્વાચીન ઇતિહાસની કથાઓમાં વિરાટ પગલાં ભરતો આત્મા વિચરતો હતો.

ધર્મગોપ્તા=ધર્મના રક્ષક. ગ્રેટબ્રિટનના ઇતિહાસમાં આઠમા હેનરી રાજાને Defender of Faithનો ઇલ્કાબ મળ્યો હતો; તે આજ સુધી ત્હાંનાં સહુ રાજારાણીઓ વંશપરંપરા ભોગવે છે.

૭ મી કડીનો સાર એવો છે કે સૂક્ષ્મના સન્દેશા સ્થૂલમાંથી આપણે શું સુણતા નથી? સુણીએ છીએ જ. સ્થૂલ તે પાર્થિવ નયને વચાતો લખેલો શબ્દ છે, અને સૂક્ષ્મ તે મર્હીનો અર્થ છે કાલિદાસ કહે છે કે ઉમામહેશ જેવા વાણી ને અર્થ સંલગ્ન છે, Sermons in stones, and books in running brooks, શિલાઓમાં ધર્મોપદેશ અને વહેતાં ઝરણોમાં શાસ્ત્રો, એવી મહાકવિ શેક્સપિયરની ઉક્તિ પણ સુપ્રસિદ્ધ છે.

ઇતિહાસવાહી પ્રભુ=ઇતિહાસના વહેણમાં વહેતા પ્રભુ.

તે સિન્ધુના જલ તણી વિ; 'જલધિજલદલ ઉપર દામિની દમકતી' કાન્તના મનોહારી શંકરાભરણમાના એ ચરણ ઉપરથી.

ગિરિમાળની હિમભૂમિ=હિમાલયની પર્વતમાળાનો પ્રદેશ. ? ઓળગી બૌદ્ધ સાધુસાધ્વીઓ ચીન જાપાન અને તે દેશોની પેલી પાર ઉતર્યાં.

સુભગરાઘવપાદ=રામચન્દ્રજીનાં પગલાંથી સુભગ બનેલી

વીરવીરીઃ અશોકનાં પુત્ર અને પુત્રી, કુમાર **મહેન્દ્ર** અને કુમારી **સંઘમિત્રા**.

રાજર્ષિ અશોક' મનુષ્ય એટલે જ ગુણદોષનું પુતળું; ને **અશોક** દેવમાં, તેમ જ જલાલુદ્દીન અકબરમાં, પણ દોષ હતા. છતાં ભરતખંડના કે સારી દુનિયાના ઇતિહાસમાં એ રાજર્ષિઓની જોડી મહાદુર્લભ છે. સેનાપતિ, રાજનીતિવેત્તા, મહારાજ્યોના સ્થાપનાર અને ધુરન્ધર, પ્રજાના પરમ હિતૈષી, ઉદારભાવ, ધાર્મિક, તત્ત્વચિન્તક, સંસારસુધારક, ધર્મસુધારકઃ આવા આવા ગુણોના નિધાન એમના જેવા રાજર્ષિઓ લોકસંઘને દુર્ભાગ્યે મનુષ્યની કથામાં અતિશય વિરલ છે.

૧૩ મી કડીનો સાર' સુન્દરીઓની બાહ્ય ચેષ્ટા ઉપરથી આન્તર ભાવનાં અનુમાન કરતાં ભાખ્યો રસશાસ્ત્રીઓ રચે છે; તેમ સ્થૂલનાં દર્શનમાંથી આન્તર ભાવના બીજા અનુમાન પણ હોઈ શકે. સરખાવો ૭ મી કડી.

## સિન્ધુનીરે

એક બંગાળી ભજનનું આ ભાષાન્તર છે

વર્તમાન હિન્દના મહાભક્ત **બાબૂ કેશવ ચન્દ્રસેનના** મડળમાં બાબૂ ત્રિલોકીનાથ નામે એકતારી હતા. એક વેળા કેશવબાબૂએ અતીવ હૃદયભેદક પ્રાર્થના કરી, અને તે પ્રાર્થનાને અન્તે **બાબૂ ત્રિલોકીનાથે** પોતાનો એકતારો છેડી આ પદ તાત્કાલિક જોડી ગાયું હતું: એવી આ પદની કથા છે

## સ્તુતિનું અષ્ટક

પિતા। માતા। વિ

**त्वमेव माता च पिता त्वमेव, त्वमेव बन्धुश्च सखा त्वमेव;**
**त्वमेव विद्या द्रविणं त्वमेव, त्वमेव सर्वं मम देवदेव.**

ભાગવત, સ્કં. ૧૧.

## હવે પછી છપાશે

| | |
|---|---|
| કવીશ્વર દલપતરામ, ભાગ ૨જો, ઉત્તરાર્ધ | પુણ્યકન્યા |
| કવીશ્વર દલપતરામ, ભાગ ૩ જો | શ્રી હર્ષ |
| કેટલાંક કાવ્યો, ભાગ ૪ થો | કુરુક્ષેત્રના કવિ |
| ગીતમંજરી, ભાગ ૨ જો | વિચારણા, ભાગ ૧ ને ૨ |
| ન્હાના ન્હાના રાસ, ભાગ ૩ જો | ધર્મમન્થન, ભાગ ૧ ને ૨ |

# પ્રેમભક્તિગ્રન્થમાળા

| | | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|---|
| ૧, | કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો (૨જી આવૃત્તિ) | ૧૯૦૩ |
| ૨, | રાજસ્ત્રોની કાવ્યત્રિપુટિ (૩જી આવૃત્તિ) | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩, | વસન્તોત્સવ (૪થી આવૃત્તિ) | ૧૯૦૫ |
| ૪, | કેટલાક કાવ્યો, ભાગ ૨ જો (૨જી આવૃત્તિ) | ૧૯૦૮ |
| ૫, | ઇન્દુકુમાર, અંક ૧ લો (૩જી આવૃત્તિ) | ૧૯૦૯ |
| ૬, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૧લો (૭મી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૭, | ભગવદ્ગીતા, સમશ્લોકી (૩જી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૮, | જયા-જયન્ત (૫મી આવૃત્તિ) | ૧૯૧૪ |
| ૯, | મેઘદૂત, સમશ્લોકી (૩જી આવૃત્તિ) | ૧૯૧૭ |
| ૧૦, | ઉષા (૫મી આવૃત્તિ) | ૧૯૧૮ |
| ૧૧, | ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, | રાજર્ષિ ભરત (૨જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૩, | પ્રેમકુંજ (૨જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૪, | પ્રેમભક્તિ-ભજનાવલિ (૨જી આવૃત્તિ) | ૧૯૨૪ |
| ૧૫, | સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬, | વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી (૨જી આવૃત્તિ) | ૧૯૨૫ |
| ૧૭, | અમર પન્થનો યાત્રાળુ | ૧૯૨૫ |
| ૧૮, | શકુન્તલાનું સંભારણું (૨જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૯, | કુરુક્ષેત્ર, પ્રથમ કાંડ, યુગપલટો (૩જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૨૦, | કુરુક્ષેત્ર, દ્વાદશ કાંડ મહાસુદર્શન (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૧, | ઉદ્બોધન (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૨, | અર્ધશતાબ્દિના અનુભવબોલ (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૩, | સંસારમન્થન (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૪, | વિશ્વગીતા (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૫, | ઇન્દુકુમાર, અંક ૨ જો (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |

પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

# કેટલાંક કાવ્યો

## ભાગ ૩ જો

ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૯૧ ઈ. સ. ૧૯૩૫

સવા
કીંમત [illegible] રૂપીઓ

# જગતની જોગણોને

જગની જોગણો ! અહાલેક !
તરસી અમારી મરૂઢીઓ,
રસની લહરી દો એક:
જગની જોગણો ! અહાલેક !

યોગી જને યોગ આદર્યો,
આત્મા ઉડું ઉડું થાય;
તપસી ઉભા એક પાવલે,
કહોને કેટલું ચલાય ?
કરિયે, આવો, યાત્રા યોગની:
જગની જોગણો ! અહાલેક !

સૂના સૂના વનના માંડવા,
સૂની સ્વર્ગની વાટ;
આભ તપે, ને અવની તપે,
તપે ઉરનો યે ઘાટ
ત્હમે ને અમે તપશું એકલાં,
જગની જોગણો ! અહાલેક !

ગેરૂ ધર્યો, ને કન્થા ધરી,
ધરિયો મણુજીનો લેખ,

કલ્યાણિનીનાં દર્શન થાય છે. સહુ કવિવરોનો એ કાવ્યતીર્થનો રસમાર્ગ હશે

આ સંગ્રહ ચાર પાંખડિયાળો છે; અને આમાંની કાવ્યપાંખડીઓ નહિ લાંબી કે નહિ ટૂંકી કહેવાય એવી છે. પહેલાં ત્રણ કાવ્યો તો રચાયાં પછી ત્રીશેક વર્ષે આ સંગ્રહમાં પ્રથમ વારકાં પ્રગટ થાય છે; ચોથા કાવ્યની નિરાળી પુસ્તિકા મિત્રમંડળમાં વહેંચવાને કાજે પાંચેક વર્ષ પૂર્વે પ્રગટ થઈ હતી પ્રજાજન્મનું કાવ્ય તો ત્રીસ વર્ષમાં ત્રણ વાર નવઅવતારે આવેલું છે; અને છતાં હજી આ આલેખકને એમાં ઉણપઅપૂરપ ભાસે છેઃ એવો એ વાણીદુર્ગમ કાવ્યપ્રસંગ છે. જયા-જયન્તની પેઠે મ્હારો મોર અને પારેવડાં પ્રો. ત્રિભુવનદાસ ગર્જ્જરને ત્હાં લખાયેલાં કાવ્યો છે. એ કાવ્યો જૂનાં સ્મરણોને આજ જગાડે છે, અને આનન્દાવે છે તેમ વિષાદ પમાડે છે. સ્નેહનાં સ્મરણોમાં આનન્દે છે ને વિષાદે છે. પાઠક ! બન્ને ય માણવાં હોય તો પોઢેલાં સ્મરણોને જગાડજે. ચારે ય કાવ્યોની અધિષ્ઠાત્રીઓ સ્ત્રીજન છે, પ્રધાનતા એમની છે; એટલે આ કાવ્ય સંગ્રહનું અર્પણ જગતની જોગણોને કીધું છે. એ અર્પણકાવ્ય પણ પચ્ચીસત્રીસ વર્ષ જૂનું છે, એની પણ ઇતિહાસકથા છે ગિરનારને શિખરે ૧૯૦૪માં ' અમે જોગીઓના બાળ ' એ કાવ્યના ભગિનીકાવ્ય લેખે આ કાવ્યભાવના સ્ફુરી હતી, અને, વાવ્યા પછી પાંચેક વર્ષે આંબો ફળે છે એમ, ભાવના સ્ફુર્યા પછી પંચવર્ષો વીત્યે સિંહલદ્વીપમાં-સંઘમિત્રાના સિંહલદ્વીપમાં પેડ્રૂતાલાગલ્લાના શિખરે ન્યૂરેલિયાના સરોવરકાંઠે એ ભાવપ્રેરણા અક્ષરાવતારે ઉતરી હતી. શુભસંગાની

પેઠે કોક પ્રેરણાઓ પણ કંઈક વર્ષો સુધી હૈયાભૂમિમાં ગોપાયેલી રહે છે.

ગુજરાતનું એક બહુસન્માનાતું ગીત છે કે
હાં હાં રે કે કનક કટાય નહીં.

ખરે, કનક કટાતું નથી; તેમ કવિતા યે કટાતી નથી. પૃથ્વીપગથારે નિત્યયૌવના કો હોય તો તે કવિતા. પાંગરતા સંસારને પ્રેરણા ને થાકેલા સંસારને સંજીવન કવિતા પાય છે. કવિતા કાલાતીત છે, ને કાવ્યાનન્દ બ્રહ્માનન્દ છે. અને એ શ્રદ્ધાસત્રો આ કાવ્યમંડળના આટલે કાળે પ્રકાશનનાં પ્રોત્સાહક છે. ત્રીસ–ત્રીસ વર્ષે, એક પેઢી ઉગી ઉતર્યે, તો આ કાવ્યકનકને હજી કાટ ન્હડ્યા નથી.

ગુજરાતના નવયુગના ઇતિહાસની આનન્દદાયિની ને ગૌરવશાલિની એ રસકથા છે કે ગુણપારખ ગુર્જર જનતાએ નવકવિતાને ઝીલવામાં કમીના રાખી નથી. નર્મદ કહે છે કે નર્મદના વીર રસને નહિ, પણ શૃંગારરસને ત્હારે મુંબાઈ નગરીનું યૌવન ઝીલતું; દલપતના સ્વદેશવાત્સલ્યના રસને ચોખૂટ ગુજરાત ઝીલતું, અર્ધી સદીભર ઘડાતા નવગુજરાતનાં લાકુખો બાળબાળાઓ વર્ષે વર્ષે ઝીલતાં. 'દીધાં છોડી પિતામાતા'ની ગઝલ ન ગાયેલો ગયા યુગનો ગુજરાતી કોણ? નવયુગના રાસ ન ઝીલ્યા હોય કે ડોલનશૈલીની નવભાવનામયતા—New Romanticismમાં ન ડોલ્યાં હોય એવાં સુશિક્ષિત નવગુજરાતી કે નવગુજરાતણ કોક હશે. વસન્ત પધાર્યે વેલે વેલે ફૂલડાં ઉઘડે, અને ઉદ્યાનભરમાં એ ફૂલડાંઓ કુંજકુંજે મ્હેકી રહે, એવી ગુજરાતની નવયુગની ગૃહકુંજે નવકવિતાના પરિમળોથી મ્હેકી

રહી છે. સરજાયો ત્હારથી સાગરગીતો સુધીનો ગુજરાત રસમૂર્તિ કૃષ્ણચન્દ્રના યુગથી તો કવિતારસિયો દેશ છે. જૈન કે શૈવ, વૈષ્ણવ પારસી કે ઇસ્લામી, જ્ઞાનમન્દિરે કે કુળમન્દિરે, આજે જાવ અને જૂવો, ગુજરાતીઓ અને ગુજરાતણોના હૈયેહૈયેથી નવકવિતાના ફૂવારા ફૂટે છે.

વૈશાખી પૂર્ણિમા, સ. ૧૯૯૧

ન્હાનાલાલ દલપતરામ કવિ

# અનુક્રમણિકા

'ઓ યોગી! ઓ યોગી!
મ્હારા મોરને બચાવો.'

સુન્દરતાનાં તેજ ઓઢી
સુન્દરી રડતી હતી.
એ અશ્રુથી પૃથ્વી દાઝતી.

'ઉગારો, ઉગારો, યોગીરાજ!
મ્હારો મનમોંઘેરો એ મયૂર.
જગત છે ને એ જશે?'

સાગરતીરે મહેલ હતો,
ને રત્નોની રત્નવેલ જેવી
મહેલની તે મહારાણી હતી.
ત્હેની મનની માંછલીઓમાં
કંઈ કંઈ મોતી પાકતાં.
મહારાણી આજ અશ્રુથી ભીંજતી,
રડતી કોયલ શી ટહૂકતી.
મહેલનાં ખંડો ને ગુફાઓ ભરી
રુદનનો ટહૂકો ઢોળાઇ રહ્યો.
ઉંડી-ઉંડેરી અન્તર્ગુહામાંથી
યોગી જાગ્યા અને આવ્યા.



૨

મ્હારો મોર

'બાલે ! શો ભય છે ?
આત્મસૂની જેવી બ્હાવરી કાં ?
અશ્રુની ગંગા દડદડે છે.'

પાછળ ઝમઝમતા સાગરના સરિખડો
શબ્દ ઘેરો પણ સુમધુર હતો.
પદ્મઝૂલે ઝૂલતી લક્ષ્મી જેવી
મનોરમા દેહપદ્મે ડોલતી.
હ્રદયનો જલધિ તોફાન ઉછળતો.

'યોગીન્દ્ર ! મ્હારો મોર.
આપ સમાધિમાં પોઢયા,
ને મૃત્યુએ જાળ માંડી;
મંહી મોરનો પગ સપડાયો.
ભાવના મે ભાગશે મ્હારી ?
સહકાર મ્હારા સૂના થશે ?
આજ વેઠાઇ મ્હારી આશાવેલ,
આજ આથમ્યા મ્હારા આત્માના કોડ.
ત્હમે સુજનનાં તાળાં ખોલો છો,
ત્હમે જીવનના જન્ત્ર શોધો છો,
ત્હમે આત્માના ભેદ જાણો છો,

ત્હમે ગહનતાના પડદા સંકેલો છો.
અતળ જળમાં ઝંપલાવતાં શબને
ત્હમે સજીવન કીધાં હતાં;
કંઇકને મૃત્યુઆરેથી પાછાં વાળ્યાં છે
સંસારની સુન્દરતાનાં પલ્લવપુષ્પોમાં.
જીવાડો-જીવાડો, ઓ જોગી !
મ્હારા દેવપંખેરા આ મોરને.
નહિ તો સૂના-સૂના પડશે
મ્હારા મનના રંગમહેલ. '

સુન્દરીનાં નયનોમાં વિનતિ હતી,
સુન્દરીની મૂર્તિમાં સ્તુતિ હતી,
સુન્દરીના સૌન્દર્યે ઝંખવાયેલી ભવ્યતા હતી.

' ત્હારી જયલોભી આંખડલી
મ્હારા પરાજય નહી પારખે,
એક વિજયદર્શન જ દેખશે.
સફળે છું, નિષ્ફળે છું, બાલે !
ડોલાતાં ચેતન ચેતાવવામાં.
વિશ્વહૈયાના સંચમાં છે જીવનનો જન્ત્ર.

ભવિષ્યને ઘાટ તપસ્યા તપે છે
એ તાળાંનો ઉઘાડણુહારો જોગીરાજ.
પણ ક્‌મ્હાં છે ત્હારૂં એ રમકડું ?
કલ્પના સમું કલ્લોલતું એ પંખીડું ?"

મહાગંભીર ઘડીઓમાં પણ
યોગીની મુદ્રામાં સ્મિતલહરો લહરતી,
ને સ્મિતમાં સદા સરળતા ઉઘડતી.
એવું એક ગહનતાવર્ણું સ્મિત,
પ્રસન્નવદન ક્ષણુસોહન્તી ઉષાવેલ જેવું,
આછી પાંદડીએ ઉઘડ્યું,
ને પરિમળ જેવી ત્હેની તેજલેખા
મહારાણીના મ્હેલમાં રેલી રહી.

રાજરાણી જાદૂઇ ગુફા ગમ વળી.
પાછળ લહરતા સાગરના જેવી
રમણુલલિત તરંગિણી ગતિથી
યોગી ધીરે ધીરે અનુચર્યા.
વિશ્વરમન્તા યોગીન્દ્રનાં ઉપરનાં જળ
અહર્નિશ વિશ્વલાડીલાં રમતાં;

પણ આન્તર્જળ, જલધિજળ સમાં,
અગાધ પૂરમાં જ્ઞાનગભીરાં ડોલતાં.
આભ હસે છે, પણ
આભનાં હાસ્ય દેવગંભીરાં છે.

'સૃજનની સાથે જ, બાલે!
યમરાજે જાળ નાંખેલી છે,
મંહી બ્રહ્માંડ ઝંપલાયેલું છે.
એ સપાટો ઓર છે.
મૃત્યુ તો જન્મનો પડછાયો છે
અમરપ્યાલો પીને, રાણીજી!
કોઇ અવતરતું નથી.
ઉતરે છે તે ઉડવાને કાજ.'

યોગી મન્ત્રગુફામાં ગયા.
ગન્ધવતીના અદ્‌ભુત ગન્ધો,
સાગરનીરનાં દોહન—નવનીત,
નવ રસનાં રસાયન મ્હાં હતાં.
વનવનની ઓષધિઓ હતી,
ફૂલફૂલના અર્ક હતા,
નદનદનાં ગુણયોદક હતાં.

## મ્હારો મોર

શુક્ર મન્ત્રેલી હતી
શરીરની સુખવલ્લીઓ ત્હાં હતી,
દેહદશનો મ્હોરો ત્હાં હતો
ચન્દનીનું જમાવેલું ચન્દન,
સૂર્યપ્રભામાનું ઘોયેલું કેસર,
અન્ધકારના ઉતારેલા ઝેર ત્હાં હતાં
ગિરિગિરિના શિલાજીત હતા,
મનના મોતીની મહાભસ્મો હતી,
મૂર્છામન્ત્રની સંમોહિની હતી,
પ્રારબ્ધનું પૃથક્કરણ હતું
વચ્ચોવચ્ચ, મન્ત્રશુક્રના મધ્યદેશે,
ભાવી સરજનહારા કો શાલીગ્રામ સમો,
પાપપુણ્યનો ચિન્તામણિ હતો
એક ન હતા અમરવેલના પાન,
એક ન હતી સંજીવનીની બુટ્ટી

ખૂણામાં મયૂર હતો,
ઝરડાયલો જાણે ફૂલનો છોડ
સુકુમાર ડાખળી સરિખડો

## મ્હારો મોર

નીલો કંઠ નાંખી દીધો હતો,
ફૂલ જેવી કલગી કરમાઇ હતી,
પાંદડાં જેવાં પીંછાં વેરાયેલાં હતાં.
નયનો ઢોલવાતાં જતાં'તાં,
અંગતેજ અસ્ત પામતાં'તાં;
ઓટનાં છેલ્લાં મોજાંઓ છમછમતાં.
ઘડીપળનો મહારાણીનો મયૂર મહેમાન હતો.

'આશાની વીજળી જેવાં
અલૌકિક નખરે એ નાચતો;
ગુંં પાણી પી પી
શતરંગ કલાપકલા ખોલતો;
એક હજાર લાડે લાડતો,
જાણે રૂમઝૂમતું રસબાળકડું.
એના ટ્હૌકાર વિનાના તો
મ્હારા મહેલમંડપે કરમાશે.
આંગણુઉલો અલબેલું નર્તતો,
મ્હારાં મ્હોર્યાં ઉદ્યાનને ઉજાળતો,
હૈયાના કણથી એને ચારતી.

મહેલને મિનારે મ્હડી બેસતો,
આકાશવાણી બોલે એમ બોલતો.
મ્હારી ફૂલફૂલી ક્યારીઓમાંના
શયતાનવંશી ફણીઓને સંહારતો
ત્હમે પ્રથમ ભિક્ષાએ આવ્યા
એ કલ્યાણી તિથિએ એનો જન્મ
કેવા કલગીના એના કોડ !
કેવા હૈયાહારી એના અંગમરોડ !
એના કંઠની કેકા તો
જાણે મ્હારા કન્થના કામણ!
એની લોલવિલોલ લીલા તો
જાણે મ્હારા સ્નેહના સ્વપ્નાં!
કેવો કારમો એનો ટહૂકો !
જીવનની કુંજ ભરી ગાજતો
પાછી એ કેકા નહી બોલે ?
યોગી ! ઓ આલમના યોગી !
એનો પેલો એક ટહૂકો-
એક ગગનભેદી ટહૂકો-
એક-એક ટહૂકો તો બોલાવજો, હો!'

## મ્હારો મોર

શ્રાવણની ધારાઓ જેવી
એ બાળા નયન સારતી.
અધઢાંકી અધઉઘડી કમળવેલના
વિખેરાયેલા ઢગલા સરિખડો
કલાધર ચૂંથાયલો પડ્યો હતો.

'અશ્રુના સ્નાને, સુન્દરી !
શુદ્ધ થવું હોય તો ભલે થાવ;
સરયૂસ્નાનથી અશ્રુસ્નાન મોંઘેરાં છે.
પણ વીસરશો મા;
આંસુથી ધર્મરાજ આર્દ્ર નથી થતા,
કે અવધો નથી ધોવાતી.
જગતસીમાઓ અણભૂંસાતી ઉભી છે.'

રમતી, ગેલતી, લટી જતી,
મોહિની સરિખડી મનોહારિણી,
એક કૂતરી મન્ત્રગુફામાં આવી.
ઉમળકે ઉછળેલી પાશવ મોહિની શી
પશુઓમાં તે સુન્દર ગણાતી.
પાટલીપુત્રની પ્રતિહારિણી યવનીનાં જેવાં
મદઘેલાં એનાં ગેલ હતાં.

# મ્હારો મોર

સફેદ બદનમા કાળા પટા હતા,
નર્તકી શા એનાં દેહનૃત્ય હતા
નમતી, નાચતી, વ્હાલ દાખવતી,
મહારાણીને જાણે તે મનામણે ચાલી
મહારાણી મઝ્‌જીવળી ઉઠી,
નયનોમાથી ત્રિશૂળ ઉછળ્યા

'આ જ એ હત્યારી
એણે માર્યો મ્હારો મોર,
ને વેડયો મ્હારો મનમાડવડો
એનો ભોગ લઉ ખપ્પરમા,
એનો બલિ સમર્પી
દેવોને તર્પું, વર પામું
આ જ એ અન્ધકારની પુત્રી,
યમની કીકરી, રૂપલાડિલી
એણે ઉજ્જડ કીધુ મ્હારૂ આગણું'

અગોમાથી અગ્નિ વરસતી
મહારાણી ઝગમગતી ઉભી:
જાણે વીજળીની વેલ

'ધીરી, ઓ અધીરી બાલે !
હત્યાથી નહી, હો મ્હાવરી !
હેતથી હેત કેળવાશે.
પશુમાં પણ પ્રાણ છે.
શયતાનને યે શત્રુ કીધે સોંઘા નથી.
બ્રહ્માંડ તો નિયમોનું નગર છે,
નિર્માણનું પાળબાંધ્યું નવાણ છે.
વિશ્વ એટલે નિયમાવલિનું સામ્રાજ્ય.
નિયમસામ્રાજ્યથી પર ધ્વજ ઉડાવતું,
જગતની ઝાડીમાં એક જ છે દેવાલય.
સર્વસ્વતન્ત્ર આત્માનું મહામન્દિર
નિયમની કૂંચીએ હજી નથી ઉઘડતું.
ચેતનની સચોટ ચાવીઓ
પામ્યું નથી હજી માનવલોક.
મૃત્યુથી મૃત્યુ પાછાં નહી ઠેલાય,
અન્ધકારથી અન્ધકાર નહી અજવાળાય.
મૃત્યુનાં ઔષધ અમૃત છે.
જીવનની ભરતી જમાએ
મૃત્યુના ઓટ થશે, મહારાણી !
લીધાથી જશે ને આપ્યાથી આવશે.'

'તો જીવનની ભરતી ઉભરાવો,
તો જીવનનાં ઝરણ ફોડો
મ્હારાં બધાં પુણ્ય આપું,
જો મોરનાં મૃત્યુ વાળો તો
લાવો, લાવો આયુષ્યનાં અમૃત;
અંજલિ ભરી મ્હારા મોરને પાઉં'.

સાગરનીલ સાડીમાંથી
મોતીની છડી સરિખડો
યાચનાનો હાથ રાણીએ લંબાવ્યો,
સુન્દરીએ અદ્‌ભુતના અભિલાષ ભાખ્યા.
પણ અવનીને ઓરડે
અદ્‌ભુત હજી ઉતર્યાં છે ક્યહાં ?

'પુણ્ય વેચી દેહ મા ખરીદો,
પૃથ્વી પુણ્યનાં મૂલ નહીં પાડવે.
—ને જીવન ! હા ! જીવનની જ્યોત
આયુષ્યનો અસ્ખલિત ઓઘ !
આબે હયાતનો ઝરો, આલે !
હજી મ્હને જડયો નથી.

નહિ તો સારસડાંને ચિરંજીવ કરત,
નહિ તો મોરઢેલનાં મૃત્યુ ન હોત.
પીયૂષની પ્યાલી પાઉં છું;
ટીપુ ટીપુ પાઉં છું પાણીમાં;
પછી કટોરી ખૂટી જાય છે.
હા ! અખંડવાહિની જીવનજળની સેર
હજી લાધી નથી મ્હને.
માયા અને મોહની અન્ધારીઓ
યોગીને યે આવરે છે, હો !
હજી હાર્યો છું, મહારાણી !
મૃત્યુને ગઢ અમરતાનાં નિશાન રોપીશ,
જગતના કટ્ટા વેરીને જીતીશ–
જીતીશ ? હા ! જીતીશ ?
એ જીવનપ્રશ્ન છે, જીવનઉત્તર નથી હજી.
હજી હું શોધક છું;
સિદ્ધ નથી, સરલે !'

યોગી ધ્યાનમાં ડબ્યા.
મુખડે પરાજયના પડછાયા પથરાયા;
એ ઓળાઓથી આભા અનેરી ઉઘડી.
રમણી મહિમાસુગ્ધ ઉભી હતી.

# મ્હારો મોર

ધીરે ધીરે મયૂરે કંઠ લંબાવ્યો;
જાણે સંસારી શ્રોતાઓને
મૃત્યુની કથા કહેતો હોય ને!
'સૂર્ય નમે છે, રાણીજી'
તેજ ને જળ પાછાં વળે છે,
ને આકાશ ઉતરે છે અન્તરિક્ષેથી.
જીવનનો ઓટ થાય છે વિશ્વમાંથી.
પણ આજની સ્હાંજ એ કાલની સ્હવાર.'

મયૂરે કંઠ ઉંચો કીધો,
કલગીની રેખ સમારી;
જગતનો છેલ્લો શ્વાસ
ભાતા જેટલો ભરી લીધો
ધનુષ્ય જેવો નીલ કંઠ વાળ્યો.
દિશાઓમા નિહાળી લઇ
ચાંચ પીછાંઓમા પૂરી કીધી,
ફરી વળી આંખડલી ઉઘાડી
જગત જોવાની જાણે ના પાડતો હોય.
મયૂરનું જગજીવન પૂરૂં થયું,
ને અમૃતજીવન આરંભાયું

'બાલો ! રડ કે હાસ;
વિશ્વ અજબ ભૂલભૂલામણી છે.
સારી પૃથ્વીને પગથારે
મૃત્યુમુક્ત દીઠું માનવીનું કો કુલમન્દિર ?
જાયાં તે જશે, મહારાણીજી !
જડેલાં રત્નો ખોવાશે જતનમાંથી.
પણ બહુરત્ના વસુન્ધરા.
બાળકો દેવ થશે; પણ
માતાઓ નવજન્મ આપશે નવબાળકોને,
ને પૃથ્વી ભરી ભરી રહેશે.
મણિકર્ણિકાના ઘાટનાં પાણી
સાગરમાં જઈ સમાશે,
પણ ગંગોત્રી નવજળ પૂરશે;
ભાગીરથી જળસૂકી નહી થાય.
એક આશાવેલ અગ્નિમાં સળગી ગઇ.
એની ભસ્મ ખાતર ભરશે,
અને ઉગશે ત્ય્હાં અનેક આશાઓના અંકુરો.
જો ! જગત વિશાળ છે,
ને હજી જીવે છે.
જગત ત્હારી શુશ્રૂષા માગે છે.'

તો મૃત્યુ યે લીલા છે.
મોર મૃત્યુ નથી પામ્યો;
મોર તો મુક્ત થયો, મહારાણી !
ભૌતિકની વાસના નશ્વર છે,
દેહ સંગાથે ભસ્મીભૂત થાય
દૈવીની ભાવના ચિરંજીવ છે,
આત્માના જેટલી અમ્મર છે.
દેહ ને દેહવાસનાનાં ચિતાસ્નાન
એ પૃથ્વીવાસીઓનાં મૃત્યુ.
ને મૃત્યુ યે સાચાં છે સત્યનાં જેટલાં;
પ્રલયે સાચા છે સર્જનના જેટલા.
મૃત્યુની યે અન્તર્જ્યોત અમૃતની છે.
ભાવનામય પવિત્રતાના અનન્ત વિકાસ,
દેવોની એ ચિરંજીવ મુક્તિ.
માનવીનાં વાસનાવસ્ત્રો
દેહ સાથે ઉતરે છે ને ઉતરશે;
દેહ છતાં વાસના વિરામે
એ જગતમાં જીવન્મુક્ત.

ભાવના સૂર્યતેજ જેવી છે,
અખંડ ને અનસ્ત છે,
સકળ બ્રહ્માંડવાસિની છે.
પવિત્ર ને પાવનકારી સ્નેહી સરિખડા
મયૂર જીવન્મુક્ત હતો, મહારાણી!
ને માનવકોટિથી યે મહિમાવન્તો,
કામજેતા કલાપીનો વંશવિસ્તાર
પૃથ્વીની પાર્થિવતામાંની પ્રભુતા છે.
ગગનમાં મેઘઘટા ગોરમ્ભે
ને રસધારે વિશ્વવિભૂતિઓ ભીંજાય;
કલાપી યે ત્‍હારે રસ ઝીલે,
નાચે, કલા કરે, રાસ ખેલે,
ભર્યે કંઠે કેકાની કવિતા ગાય.
અને નયણેથી નીર નીતરે,
અને આત્મમન્થનનાં એ માંખણ
સતીપ્રિયા સખી ઢેલ સાથ્વી
વીણે વીણે ને ચેરાવા દે;
ત્‍હો ય જીવન્મુક્ત જોગીની ભાવના
વટલાઇને વાસના ન થાય.

મ્હારો મોર

આત્માનાં અમૃતભોગી અમરો .
દેહની માટી ભક્ષવાને ન ઉતરે.
સ્નેહ અને કામનાના સમોવડા
ભાવના ને વાસનાના ભેદ છે.
અમૃતની ઓ અધિકારિણી !
જગતવાસનાની વેદનાઓ વિસર્જીને
ભાવનાની દેવવાડીઓમાં સંચરજો.
ભાવનાનાં બ્રહ્માંડ બ્રહ્મવર્ણું છે.
પાવન થઈ પાવન કરજો,
ઉદ્ધરી ઉદ્ધારજો નરલોકને.
દુનિયાંને કરજો દેવોનું દેવમન્દિર.'

ચરતી, ચાવતી, વાગોળતી,
નવવર્ષાની લીલી દુર્વામાં
નવઆનન્દે વિચરતી ધેનુ સમી
સુન્દરી નવજ્ઞાનનો આનન્દ અનુભવતી.
જગત જોતી એની આંખડીમાં
દેવની દૃષ્ટિ પ્રગટી.
ચિન્તનઘેરી કીકી વિશાળ થઈ.

મૃત્યુના મહાઓઘના સમાનાન્તરે
જીવનનો મહાપ્રવાહ વહેતો દીઠો.
સૃજનનાં સત્યો આંખડીમાં આવી બેઠાં.
સાગરની માઝાવતી મહારાણી ઉભી હતી,
ઉરમાં ભરતીની ડોલાડોલ ડગમગતી.

ઘરઘરમાં છે શરશય્યાઓ;
ને એ શરશય્યાના શરસૂતા
નવશાન્તિપર્વ ઉચ્ચારે છે
કુળકુળના ભીષ્મ પિતામહો.
જ્ઞાનવિજ્ઞાન તો કાળજૂનાં છે;
યુગેયુગે એમના આસ્વાદ છે નવનવા.
અન્ન ને પાણી જગજૂનાં છે;
એમની રસમાણ છે
મધ્યાહ્‌ને મધ્યાહ્‌ને અવનવી.
જૂનાં સત્યોના સુન્દરી નવા સ્વાદ માણતી.

'ક્ષમા કરજો, ચોગીન્દ્ર !
પરિશ્રમ દીધો, પજવ્યા.
અમારા ન્હાના સંસારોનાં

## મ્હારો મોર

ન્હાનાં ન્હાનાં ચિન્તાભય,
ને ન્હાનકડાં નયને મ્હોટાં ઝંખાય.
ગોળીમાં અમારો સાગર,
ને થાળીમાં અમારૂં જગત.
મ્હારૂં રમકડું નન્દવાણું,
ને મ્હેં જાણ્યું જગત ફૂટી પડ્યું
ન્હાના લોચનિયાની ન્હાની દૃષ્ટિમર્યાદાઓ.
એક ફૂલ ખરે તો અમે રડીએ,
પણ ફૂલછોડ ન વાવીએ
મૃત્યુ નિરખીને થરથરિયે,
પણ અમરોને સત્કારિયે ઓછું
અધૂરા-અધૂરા છે અન્તરના અનુકમ્પ.
આશાને આદરીએ એટલું
આવ્યાને' આદરતા શીખવો
ભવિષ્યને ભજીયે એટલું
વર્તમાનને વધાવતા નથી અમે
સંસારીઓ વિષમવર્તી છે એવાં
સુન્દરીઉરના સરોવરો સાગર નથી;

નહિ તો તો સુન્દરતાની રેલે
જગત ડુબું ડુબું થતું હોત આજ.
આમ સરોવરના મિઠ્ઠા મ્હેરામણ કરો,
નીરમાં નિર્મળી છાંટો, યોગીન્દ્ર !
વાસનાનાં વિષ વર્જાવી
ભાવનાનાં પીયૂષ પાવ.
સંસાર અમારા સુજનવિશાળા સરજો.
ચાર દિવાલો અમારી ઉઠાવી
ચાર દિશાઓમે છેડે માંડો.
આભ જેવડી આંખ ઉઘાડો
મ્હેલ અમારો વિસ્તારો,
બ્રહ્માંડવિશાળ કરો,
કે વિશ્વલહરીઓ મહી લહરે ર્‍હડે.'

સાગરને તીર મહારાણી શોભતી હતી,
સાગર સમી આંખડલી અગાધ હતી,
સાગર સરખા મહાશબ્દ ઉચ્ચરતી હતી.
ને ઉચ્ચરતી એ અંગોમાં ઉગતું.

'બાલે ! બ્રહ્માંડ જ મહેલ !
દશાંગુલ પર જે લહરે છે
એ ત્હારા પ્રાસાદથી પરો ઉભશે ?
બ્રહ્માંડ અને બ્રહ્માંડપતિ–
સુન્દર સૃષ્ટિ, મંગળકારી સ્વર્ગ,
ને સૃષ્ટિ ને સ્વર્ગનો સ્વામિન્–
સૌ ત્હારા મહેલમા માંડ.
એ વિરાટ અણુમાં યે સમાશે,
ત્હારા અન્તરમાં પધરાવીશ તો.
મયૂરનો કલાપમહિમા વેરાયો,
મૃત્યુ પીને અમર થયો એ;
કળાધર મટી દેવગોખે દીપ્યો
દુનિયાનો કલ્યાણકારી દેવસંઘ
આંગણે ઓરડે ને ઉરમાં ન્હોતરો.
મહેલનાં મટી વિશ્વનાં મહારાણી થાવ.'

ગેબી જ્ઞાનનાં અજવાળાં
યોગીની આંખમા ઝબકતાં હતાં,
મંહી વિશ્વવીજળીઓ આવતી ને જતી.

શામળી મુખમુદ્રાનો મહિમા ચે
ભવ્ય વર્ચસ્વી વિરાટવર્ણો વિરાજતો;
જાણે આકાશને વદને ઉઘડતું પ્રભાત.

મ્હને અગમદૃષ્ટિ હતી કે
ત્હારા મોરને મૃત્યુ નડશે.
આત્મા કરતાં આ ભવ અધૂરાં છે.
ઉડવાં કરતાં આભ આઘેરાં રહેશે,
દૃષ્ટિ કરતાં દેખવાં દૂર રહેશે.
આશાના ને આદર્શના પાર
આ નયને તો નિરખાશે નહિ
એ ઉદધિ અપાર છે,
ને ક્ષિતિજ સમા ચિરસંચારી છે
ત્હેના સ્હામા તીર.
ઉમંગના શઢ ભરી ભરી
માનવી મહાસફર આદરે છે,
અને અધૂરી સફરે થાકીને નાંગરે છે.
આગમની એ ઓછપમાં
આ લોકનાં છે આશકા ને ઉત્સાહ

ભાવના કદી યે ભાગતી નથી;
ને ભાવીઝંખતા અન્તરના લાડકોડ
પ્રત્યક્ષ કદી કો પૂરતા નથી.
વાસનાના વણવાર્યા વિલાસોમાં
ભાવનાની તૃપ્તિ નથી, હો!
અને આત્માને ઉણો-અધૂરો મા માનવી.
હૈયાના કહ્યું હવે, હો મહારાણી!
મયૂરની પેરે માનવીને ચારો.
કલ્યાણદાન ધર્મિષ્ટોનો ધર્મ છે.
યમરાજ મયૂરને મનાવી ગયા,
ગગનદેશે પાદપંક્તિ પાડતા ગયા,
આપણે કાજે, ઓ સરલે!
પ્રભુદેશની કેડી કોરતા ગયા,
અગમ્યનો પરમ પન્થ આલેખ્યો
સ્વર્ગારોહણનો વિશ્વમાર્ગ દાખવ્યો,
અઘોર યમની એ કરુણા
યમરાજ આંગણે આવે છે
તે ધર્મનાં દ્વાર દર્શાવવાને.

મૃત્યુ મરી ગયું મોરનું,
ને મોર ત્હારો અમર થયો.
પૃથ્વીનાં પરિધાનનો પરિત્યાગ
પુણ્યશાળીઓ કરે છે સ્વેચ્છાએ,
ને માણે છે જીવન્મુક્તિ ભવમાંડવડે.
અવધે યમ તો ઉતગાવે છે જ
સૌના સંસારવાઘાઓ,
ને ઓઢાડે છે ચિતાસંન્યાસની કન્થા.
કારમા મૃત્યુમાં યે, બાલે!
મોક્ષ છે, અમૃત છે, સંજીવન છે.'

'ઓ યોગી! ઓ યોગી!
મ્હને એ-પેલું-પેલું આપો,
મ્હને મનગોથિરૂ આપો
નથી એ આપો મ્હને, યોગી!
મ્હારો આશાનો આધાર
છે તે છીછરાં-છીછરાં છે
મ્હને અગાધ આપો, અનન્ત આપો.
અન્તરની ઊણપો પૂરો ઓ યોગીન્દ્ર!'

## મ્હારો મોર

જલધિમાંથી ઉઠતી શશીલેખા
જળનીતરતી જેવી ભાસે છે,
એવી સુન્દરી નીતરતી હતી
નયણે તો જાણે માણેક મૂક્યા

'સુન્દરતા છે સચ્ચિદાનન્દની રસલીલા.
સૌન્દર્યને રડવા શા ?
આનન્દની કળીઓને કરમાવા શા ?
આનન્દશો તો ઉડશો
પ્રસન્ન પ્રાણમન્દિરે, પુણ્યવન્તી !
પ્રભુ પધારશે, પૂર્ણતા પ્રકાશશે,
ને ઓછપના અગ્નિ હોલવાશે
જગતના ઉડાણો આછેરા છે,
ઉરના ઉંડાણ એ નહિ પૂરે
જગતની તૃપ્તિ જગન્નાથમાં છે
સૌન્દર્ય પવિત્રતા ને આનન્દ
ચૈતન્યજળને એ ત્રિવેણીસંગમે
છે માનવલોકનું કલ્યાણતીર્થ
મૃત્યુ સ્વર્ગનીસરણીનું પગથિયું છે

એ છે ઉપરનાં આમંત્રણ;
ને મ્હેલ તો છે સચ્ચિદાનન્દના.

મહારાણીના મુખારવિન્દે
શાન્તિ ને સ્વસ્થતા મ્હડવા લાગ્યાં;
વેદનાની વિકૃતિ ભૂંસાવા માંડી.
ભાસ્યું કે ભવાટવી ઉજળી થશે,
ભાસ્યું કે ગોરમ્ભો ઉતરશે.
એવે ઓચિન્તાનો ને એકાએક,
સમસ્ત મહાસાગરના પોકાર સમો,
સકળ જળવાસીઓના રુદન સરિખડો,
ધમ ધમ ધમ ધમધમતો
મહાસાગરનો શબ્દમોજ કો મ્હડયો;
જળવંટોળ સરિખડો ઘૂઘવતો આવ્યો.
સુન્દરીને વધાવી, ભીંજાવી,
અર્ધસ્ફુટ કો ગહન બોલ સુણાવી,
ઓટ સમો પાછો ભરદરિયે વળ્યો.
દૂર-દૂરનાં નીર ઉપરથી પછી .
એનો ઘેરો ઘોર સંભળાતો;

જાણે ક્ષિતિજપારનો કો વિશ્વશબ્દ.
એ ગંભીરરવ ઘોષણાના ઝમકારે
સુન્દરીને વિહ્વળ કીધી, વ્હલોવી નાંખી,
અન્તરમાં ઉછળાટ ઉલટાવ્યા.
ભરતીની ભરછક લહરી જાગી,
ભૂલભૂલામણીની ભમરીઓ ખાતી,
મહારાણી ઘૂમડીએ ઘૂમવા લાગી;
જાણે વંટોળમાં વીંઝાતી વેલ.
ને પછી હૈયું હાથ ન રહ્યું,
જન્મસંગાથી વાસના સળગી ઉઠી
આંખડલી અન્તરિક્ષે ઘૂમતી,
ને મહેલના મણિમણિમાં
આશાની અમૃતકળી સરિખડા
ન્હોતા તે નાથને શોધતી, સબોધતી,
દિશદિશમાં નમન નમતી, વિનવી રહી.
ઘટાગાથી કોયલ બોલે
એવો દેહદેશેથી ટહુકો ગાજતો.

## મ્હારો મોર

હો! ઝોલે ચ્હડ્યું મ્હારૂં હૈયાનું હોડલું.

હો નાથ! ક્‌હેશો?

હો નાથ! ક્‌મ્હારે?

ઝોલે ચ્હડ્યું મ્હારૂં હૈયાનું હોડલું,
હો! ઝોલે ચ્હડ્યું મ્હારૂં હૈયાનું હોડલું.

જળની સીમાઓ બતાવો,

હો નાથ! ક્‌મ્હારે?

હો નાથ! ક્‌હેશો?

ઝોલે ચ્હડ્યું મ્હારૂં હૈયાનું હોડલું,
હો! ઝોલે ચ્હડ્યું મ્હારૂં હૈયાનું હોડલું

ઘનનાં તોફાનો શમાવો,
તગની ગુફાથી બચાવો,

હો નાથ! ક્‌મ્હારે?

હો નાથ! ક્‌હેશો?

ઝોલે ચ્હડ્યું મ્હારૂં હૈયાનું હોડલું,
હો! ઝોલે ચ્હડ્યું મ્હારૂં હૈયાનું હોડલું

ચઢ તો સફરના ચ્હડાવો;
ઉર્મિએ ઉર્મિલા ઉડાવો,
જલધિના રાસ એ જમાવો;

હો નાથ! ક્‌હારે?
હો નાથ! ક્‌હેશો?

ઝોલે ચ્હડ્યું મ્હારૂં હૈયાનું હોડકું;
હો! ઝોલે ચ્હડ્યું મ્હારૂં હૈયાનું હોડકું

૧૯૦૬-૦૭

એ એનો બ્રહ્મજન્મ હતો.

જગત્ કુંજે બ્રહ્મમુહૂર્ત હતું;
બ્રહ્મકુમારી શારદાએ વીણા વગાડી;
એણે સાંભળી, પ્રેરણા પીધી,
મૂર્છામાંથી જાગ્યો, ને જગતને જગાડ્યું.
ગાયત્રીએ બાળકનો બ્રહ્મકુમાર કીધો;
પછી પાળનાં પાણી
એક પગથિયું ઉપર ચ્હડયાં.
એ બ્રહ્મવાર્તા આમ બની.

આભમાં ન્હોતો સૂર્ય, ન્હોતી ચન્દ્રિકા.

અવનીનાં સકળ અજવાળાં
જાણે સમેટી લીધાં હતાં.
ગગનમાં ઉભી'તી એક માઝમ રાત.

અન્ધકારનો ગોરલો ગગનવ્યાપી હતો.

અન્ધારી રજનીનાં પૂર

ઘૂમતાં, ગાજતાં, ગેબની ગુફાઓ પૂરતાં
મધરાતની ભરતી ચ્હડી હતી.
કાળરાત્રીની ઘોર તમિસ્રા ઘોરમતી.
અન્તરિક્ષના અખંડદીવડા હોલવીને
અન્ધકારના ઓઘ અનેરૂં ડોલતા.
કૃષ્ણપક્ષની બારે તિથિઓ ઉતરતી હતી.
જીવનના કાહાઓ ભરી ભરીને
કાજળકાળા જળઓઘ ઉછળતા.
બ્રહ્માંડના તટ બાંધી બાંધીને,
આરબ્ધના પડદા સમોવડી,
ગગનવનની ઝાલરો ઝૂલતી.
દિશાઓના પન્થ ઝંખવતાં
ઝઝૂમતાં'તા મધરાતના ઝૂમખાઓ.
કલ્પનાની ભૂતાવળથી ઉભરાતું
જીવનનું યે એવું હતું આકાશ એનું,
પતિતસાવિત્રિકના હ્રદયના સમું અઘોર.
સૃષ્ટિના સૃજન પૂર્વેનો
એવો હોય છે અન્ધારઅમ્ભોનિધિ.
એવાં હતા ગગનવ્યાપી

એ તમિસ્રાના મહેરામણનાં ઘમસાણ.

અને છતાં, જડશાયી ચેતન જેવો,
તમસ્‌માં યે પ્રકાશ પોઢેલો હતો.
વિશ્વવ્યાપી એ કાલિમામાં યે,
દેવનાં શર સમોવડાં,
કિરણો કોક ઝબકતાં.
અન્ધકારના એ રણુને આરે,
આઘે આઘે પૃથ્વીની પાળે,
કવિતાના ઉડતા કો તણખા સરિખડી,
તારલી કોક ઝબકી જતી;
ને આછેરા દીવડા સમી
એ તેજકણિકા અન્ધકારને દાખવતી.

એમ ઘડીઓ ઉગી ને આથમી;
ને જીવનરજનીના પ્રહરો વાતી
મધરાતનાં મહાજળ પથરાણાં.
દિવસે તારાઓ ઝબકે, પણ દેખાતા નથી;
એમ એ અન્ધારગોરમ્ભામાં યે

દેવધનુષ્ય કોક દોરાતાં,
પણ જગત જોતું–જાણતું નહિ.
એની આંખડલીનાં ઉડવાંને
માયાનાં પડળોની અન્ધારી વળગી હતી.

ધીરે ધીરે, અણુરવ પગલે,
અંગના મેલ ઉતરે છે એમ,
આભના અન્ધકાર નમ્યા;
ને મધરાત પછી નીતરી ગઇ.
તમિસ્રાની ફરફર ઝરીવરસી ગયે
દિશાઓના ગોરંભેલા પડદા સંકેલાયા,
ને અદૃષ્ટની અંગુલિએ એવે,
સદ્‌ભાગ્ય સમું, તેજદ્વાર ઉઘડ્યું.
મધરાતની ભરતીના ઓટ થયા;
ગગનપારના વાયુ વાયા;
એના પ્રાણમાં ફ્હેરોડ પ્રગટ્યું.
નિઃસીમ અન્તરિક્ષેથી લહરતું લહરતું
આછું પાતળું અજવાળું ઉડતું આવ્યું.
સ્વર્ગની સુગન્ધો ફોરી,

પરબ્રહ્મના પરિમળ પ્રસર્યા,
ને ક્ષિતિજસરોવરને જળતરંગે
ચન્દ્રીનું દેવપોયણું ઝ્હડક્યું.
એનાં આયુષ્યની ચન્દ્રિકા ઉગી;
જાણે ગાયત્રી દેવી એન આભમાં આવ્યાં.
સૃજનસાગરમાંથી બ્રહ્મકમળ પ્રગટે
તેમ તમોનિધિમાંથી શશીલેખા પ્રગટી
ને બ્રહ્મકમળમાં બ્રહ્મદેવ વિરાજ્યા હોય
એમ ચન્દ્રપોયણામાં બ્રહ્મકુમારી વિરાજતી,
જાણે પુષ્પની પાંખડીઓમાંની અમૃતમૂર્તિ.
બ્રહ્મગીતભરી વીણા વાગતી,
મોરકળા સમો સૌન્દર્યકલાપ ઉઘડતો;
મુખડેથી જાણે વેદસંહિતા નિર્ઝરતી.
એના આત્માના મહદ્બ્રહ્માડે
બ્રહ્મવર્ચસ્‌ને ઓઢણે બ્રહ્મકુમારી પધાર્યાં.
બ્રહ્મલોકની રૂપજ્યોત ધરતીમા ઉતરી.
દેહે દેવફૂલડાંની પાંખડીઓ ફરફરતી,
વદને સ્વર્ગતેજના કિરણો રમતાં,
અંગઅંગે રસના ઝરણાં ફૂટતા
બ્રહ્માંડકુંજે જાણે વેદોચ્ચાર થયો,

પ્રાભુમાં પ્રભુતાનો પડઘો પડ્યો,
આત્મન્‌ગુહામાં બ્રહ્મઋચા બોલી,
ને નીરક્ષરતાના એના તમોપાટે
સાક્ષરતાના તેજલેખ આલેખાયા.
એને બ્રહ્મજન્મનો અવસર ઉગ્યો,
એના આયુષ્યનું બ્રહ્મમુહૂર્ત બેઠું.
સુધાસ્રોતસ્વિની જગતબ્રહ્મચારિણીએ
અંજલિથી અંજલિ પૂરી,
આત્મન્ ઠાલવી આત્મન્ ભર્યો;
તમસૂમાંથી જ્યોતિમાં લીધો,
ને જીવનનું પ્હરોડ જગાડ્યું.
પ્રાણવુને હૈયાદ્વારે એમ ગાયત્રીજી ઉતર્યાં;
જાણે આત્મલક્ષ્મીનો સોહાગ ઉતર્યો.
અન્ધારિયાની છેલ્લી ચન્દ્રકલા
આકાશને આરે ઉગી.
એના આયુષ્યપથમાં ચન્દની વરસી રહી.

અદ્દ્ભુત ને અમાનુષી હતી
બ્રહ્મલોકની એ બ્રહ્મકુમારિકા.
ગાયત્રીમન્ત્રે એની મૂર્તિ ઘડી હતી.

મસ્તકે સ્વસ્તિકતારલો તગતગતો.
અર્ધમીંચેલી – અર્ધઉઘડેલી
કૌમારની કોડ ભરી આંખલડી શી
કુમારીની દેહકલા હતી.
પોપચે પ્રભાતનાં અજન આંજ્યાં'તાં,
ભાગ્યદેશે સૌભાગ્યટીલડી ઝગમગતી,
ભ્રમ્મરમાંથી પરાક્રમઝરણાં પ્રગટતાં,
આભામંડળે પુણ્યભંડાર ઉભરાતા,
ઉગતા સૂર્યદેવની
કીકીઓમાં કિરણાવલિ ઉગતી.
વદને પ્રારબ્ધના રંગો રમતા,
હૈયે રસવેલની મંજરીઓ મ્હોરતી.
મુદ્રામાંથી વીજળીતણખા ઉડતા
તે તારલિયા થઈ વ્યોમમાં વેરાતા.
ચન્દ્રની ચન્દનીમાં ન્હાતી
જાણે તે પુણ્યની પૂતળી હતી.
બ્રહ્માંડ ભરતી બ્રહ્મલક્ષ્મીની

જાણે કોઈ દેવકણિકા ખરી.
માનસમન્થનહારિણી કલ્યાણીએ
માનવીનાં કંઈ કંઈ મનોમન્થન કીધાં.

मम व्रते ते हृदयं दधामि,
मम चित्तानुचित्तं ते अस्तु.

ઉપનયનના મેઘેરા મન્ત્રો ભણીને
અમીદષ્ટે એનું હૃદયસ્પર્શન કીધું,
બ્રહ્મવ્રતની ગેબી મેખળા બાંધી,
વ્રતતપનો જાદૂઈ દંડ દીધો,
મુગ્ધ કો મૃગના ચર્મનો
અન્તર્યામીને અંચળો ઓઢાડયો,
અને એમ એ બ્રહ્મબાલાએ
એને નિજનો બ્રહ્મચારી સ્થાપ્યો.
એની કલ્પનાને પ્રાયશ્ચિત્ત પાયાં,
એની શ્રદ્ધામાં સૌન્દર્ય સીંચ્યાં,
એના ઉરભાવને પુણ્યપાણીથી સન્માર્જ્યાં,
એની ભાવનાઓમાં પ્રતિભા પૂરી,
એની કવિતાને પિયૂષનાં સંજીવન છાંટયાં.
કલ્યાણસુધા સમી બ્રહ્મબાળા વરસી રહી.

પછી એની ભૂતાવળના ફિરિસ્તા થયા,
પછી એના મનુષ્યત્વે
દેવત્વની કળીઓ પ્રગટી;
જાણે દેહે ને દેહીમાં પડેલા
ભગવતી ગાયત્રીની કિરણપગલીઓ.
સાત્વિકતાની એ સોહાગણે,
પૂજનભાવની એ પુણ્યકલાએ,
પ્રતિભાની એ આનન્દપ્રતિમાએ
સૌન્દર્યોપાસનના સિંહાસન માંડી
એને હૈયે દેવ પધરાવ્યા,
બ્રહ્મલોમકાનો લોમિયો કીધો,
કવિતાને કાંઠે મૂકયો,
ને મૃત્યુલોકને આરે ઉસેલાને
પ્રેરણાની કટોરી પાઇ.
પ્રેમસંહિતાની એ પુણ્યગાયત્રીએ
બટુકનો એમ બ્રહ્મચારી કીધો.
ને વળતે દિનથી એનો શુક્લપક્ષ બેઠો.
સુધાકરીનો રથ આગળ વાધ્યો;

ને જગતની આડીઓ જગાડતી
મંગળા આરતીની ઝાલરો ઝમકી ઉઠી
ધીરે ધીરે રજનીનો ઓટ થયો,
ધીરે ધીરે પ્રભાતની ભરતી ન્હૂઠી.
આથમતી રજની ને ઉગતું પ્રભાત,
કાળના સન્તાન સમા,
ક્ષિતિજના આરાને ઓટવે મળ્યા,
નયણાંના કિરણો નયણાંમા પરોવી
આલાપભાવતો ઘડીક કિરણસ્તંભ રચ્યો,
ને પછી નિજનિજને પન્થે પળ્યા.
સ્વપ્ના જેવી રાત્રી સરી ગઈ
અન્ધારિયાની ચતુર્દશીની ચન્દ્રકલા યે
અલોપ થતી ઓગળી ગઇ
પછી એના અમૃત અમરોમા ઉગમતા.

પ્રભાકુમારિકા સિધાવી ગઈ
પણ માલણ પાખડીઓ વેરતી જાય
એવી સ્હવારની પગલીઓ
પ્રભાડપન્થમા પાડતી ગઇ

પૂર્વના ભંડાર ઉઘડ્યા,
જ્યોતિર્લોકના રત્નાકર રેલ્યા,
આયુષ્યનાં વ્હાણાં વાયાં.
જાગતા જગતલાલે
દેવહિંગળોકની અર્ચા અર્ચાઈ.
જતાં જતાં વિધાત્રીએ ઋચા ઉચ્ચારી કે
तत् चक्षुर्देवहितं पुरस्तात्
शुक्रमुच्चरत्.
ને જતાં જતાં જગન્નેત્ર સમા
દિનમણિનાં દર્શન કરાવ્યાં.
સોળે કળાએ પ્રભાકર ઉગ્યો;
ને તેજની જાહોજલાલીનાં જળમાં
તરતો તરતો સ્હવારનો સૂર્યરાજ
એની આંખડીમાં આવી સમાયો.
यावा पृथिवीभ्यां त्वां परिददामि
કહી વિશ્વવિભૂતિના કોશ
એના ઉરકમળમાં ઠાલવ્યા.
નવે નિધિ ને અષ્ટમા સિદ્ધિ પછી
એની હાથેળીના ચોકમાં ઉભરાયાં.

એના આત્મામા તેજની નદીઓ વહી
એ હતું એના મેધાજનનનું મુહૂર્ત.
બ્રહ્મમેધાવી બ્રહ્મકુમારીએ
એની મેધાનું સ્રોત વધેર્યું,
એક મીટમાં સકૂણા વેદ શીખવ્યા,
સચ્ચિદાનન્દનાં બ્રહ્મવ્રત ધરાવ્યાં,
વામનનો વિરાટ કીધો.
એને પાખો પ્રગટી,
ને કવિતાની ફૂલક્યારીઓમાં
દેવપખી શો તે કલ્લોલી રહ્યો
સ્હવારના સરોવરની પાળો ભરીને
ભાસ્કરના ભર્ગ ઘૂમતાં,
એવા એને યે અન્તરબાહર પછી
અમાનુષ અજવાળા રમતા.
હાશ્યુંદેખતી લોકદૃષ્ટિએ દીઠું કે
અન્ધારી અમાસ પડી,
ગેબની ગુફા ઉચ્ચરતી કે
શુક્લપક્ષ પૂર્વેનું સ્હવાર ઉગ્યું
અધઉઘડી લોકદૃષ્ટિએ દીઠી

જીવનમાસની અવધ ને પૂર્ણાહુતિ;
એને હતો નવજન્મનો જન્મોત્સવ.

માયાની માટીના એના પિંડને
દેવત્વલીની કરુણાથી વધાવ્યો,
આંખડલીના અનુકમ્પે આદર્યો,
કાળની કીકીઓ જેવા તારલિયાની,
અજવાળણહારિણી, કિરણમાળા ધરાવી,
અને એમ અન્ધારાંમાં અજવાળાં કીધાં.

એના જીવનદેશે પાછો સતયુગ પ્રગટયો.
પડતાને ઝીલ્યો, પાંગળાને પાંખો દીધી,
એકલવાયાને હૈયાઓથ આપી.

આત્મનૂસંકોરનારી બ્રહ્મકુમારીએ
પાંદડીએ પાંદડીએ એને
ચન્દ્રિકાની અમૃતપ્યાલી પાઇ.

પુણ્યની પર્વતપાળોમાં વહેતી
હૈયામાં ગંગા પ્રકટાવી,
ને નિજ બ્રહ્મચારીને મૂકયો
કવિતાની દેવસરિતાના રસઘાટે.

ચન્દનીની ચારુ અર્ચા અર્ચીને

જીવનવિધાત્રીએ છઠ્ઠીના લેખ લખ્યા.
રાત્રીમાંથી એને દિવસમાં લીધો,
સ્વપ્નમાંથી જાગૃતમાં લીધો,
મૃતમાંથી કાવ્યામૃતમાં લીધો,
પરબ્રહ્મને ખોળે લીધો.
અને એમ મહાભાગ રંક દીજને
બ્રહ્મજન્મની દીક્ષા દીધી.
એ કલ્યાણી તિથિએ એનો બ્રહ્મજન્મ થયો.
સૌભાગ્યસોહાગી એનું આત્મનપુષ્પ
ત્હારે લળ્યું, નમ્યું, વન્દન વન્દી રહ્યું;
ને બોલ્યું: धियो यो नः प्रचोदयात्.

ને પછી ?–ને પછી
ઉગ્યા પછી આથમવાનું
મીટ ભરીને ઉઘાડે ત્હાં તો
એનાં લોચનનાં લાડ લૂંટાયાં.
વરસતી વાદળી સરિતામાં સમાય,
આભનાં ઉંડાં જળમાં એમ
ચન્દ્રી ને ચન્દ્રિકા ડબી ગયાં
ફૂલની છાબ ઢોળાય

ને દિશદિશમાં પરિમળ પ્રસરે,
એવા આત્મપરિમળના ધૂપ પમરાવીને
એ બ્રહ્મકુમારીના દેહની ફૂલછાબ
ક્ષિતિજપાળે ઢોળાઇ ગઇ.
બ્રહ્માંડના ત્રિપુંડ્ર સરિખડી
એ ચન્દ્રબાલા આભલાલે ઉગી,
ભાગ્યના બ્રહ્મમાર્ગ દાખવી ગઈ,
ને પાછળ સ્મરણોના સુગન્ધ રહ્યા.

ચન્દ્રકલા આથમે છે, મૃત્યુ પીતી નથી.
સુન્દરતાની જ્યોત પણ
અમરનન્દિની સમી અમ્મર છે.
બ્રહ્મકુમારીની ફૂલકિશોરન્તી કૌમારછાબ
વિધિની ગહનતામાં ઢોળાઈ ગઈ,
પણ પાછળ જગતવાડીઓમાં
પ્રભાત ઉતરી સ્હવાર બેઠાં.
એની દુનિયાંમાં અજવાળાં ઉગ્યાં.
પૃથ્વીમાં પ્રભાત પડયે

પછી એ સન્ધ્યોપાસનાએ બેઠો,
ને માનસી કંઈક રસપૂજન માંડ્યાં.
મન્ત્રો કો બ્રહ્મકુમારીના બોલતો,
ઉરની કો આરત ગાઈ ગાઈ
રસની રસપ્રભુતાને આરાધતો;
નવગાયત્રીમન્ત્રે પ્રાર્થતો ને પૂજતો;
અને ભવની ભિક્ષા માગતોઃ

'भवति ! भिक्षां देहि.
પ્રેરણાની દેવી ! કવિતાની જનની !
બ્રહ્મબાલે ભગવતી ગાયત્રી
भवति ! भिक्षां देहि.
ઉગશે ને આથમશે ત્હાં સૂધી
માગીશ સદા એ અમૃતની ભિક્ષા.
—ને સદાય એટલે શું ?
સદા એટલે જીવનના આરાઓ સૂધી.
ક્ષિતિજ જેવી અળગી રહેજે,
વાદળી જેવી આઘે રમજે,
અને આઘેથી અમ અવનીવાસીઓને

પુણ્યવાદળી શી પ્રેરણા વર્ષજે.
દુનિયાંમાં દેવત્વ અવતરે,
પ્રાણુને એવાં પોષણ દેજે.
ત્હારા બ્રહ્મહુતાશ કને, ઓ બ્રહ્મકુમારી !
એ બ્રહ્મવર્ચસ્‌ની યાચના યાચીશ,
ને બ્રહ્મવ્રતિયાંનાં બ્રહ્મદાન પામીશ કે
वर्चोदा अग्नेऽसि, वर्चो मे देहि.'

સ્હવારની પાળો ભરી પછી
ભગવાન્ ભાસ્કરનાં ભર્ગ ઘૂમતાં.
સ્મરતાં, રટતાં, જપતાં,
એણે પછી આયુષ્યનાં વ્રત લીધાં.
વદને ગિરિવરની અવિચળતા હતી,
અન્તરમાં આભની પ્રતિષ્ઠા હતી,
આંખડીમાં કાળના સાગર સમાતા.
એણે પછી રસનાં ભીષ્મવ્રત લીધાં.

' આત્મસંજીવનનાં અમૃત !
રસજન્મનાં ઓ સ્મરણાં !

ત્હેં નાંખી એ ચિરંજીવ ચિનગારી.
અમરોનો એ બ્રહ્મઅગ્નિ
અન્તરઅન્તરમાં પધરાવીશ,
શબ્દોના સમિધદાને સંવર્ધીશ,
દેવજવાળામાં કવિતાનાં આજ્ય હોમીશ.
કુમારી ! ત્હારા બ્રહ્મયજ્ઞનાં ઉષ્માતેજ
ઝીલીશ, ઝીલાવીશ, પૃથ્વીમાં પ્રસરાવીશ,
કુળકુળમાં એનાં કિરણો વેરીશ.
કવિતા એટલે વિશ્વની રસપ્રભા,
અને પરબ્રહ્મની આનન્દકલા.
ચેતનમાં એ ચન્દ્રની ચમકશે,
જડમાં એ જ્વાળાઓ જાગશે,
અમ્ભોનિધિમાં એ વડવાનળ ભભુકશે.
ત્હારી અખંડ આરતી ઉતારશે
આત્મવંતાંના આત્માઓના અખંડદીવડિયા.
રસિકોનાં રસવ્રત એટલે તપસ્યા.
એવું ચિત્રામણ ચીતરીશ કે
રસતપોવનના તાપસતાપસીઓ
નહીં વિસારે એ બ્રહ્મબાળાને.

પછી તો વર્ષોની તેજપગલીઓ
પડી, પડી, ને ભૂંસાઇ,
ને વળી પડી કાળમાર્ગમાં.
ત્હારે તેજના પાલવ ફરફરતી
એ બ્રહ્મપર્વણી પાછી પધારી.
ત્હારે કવિતાઘાટે બેસીને,
ઋષિવર કો ગાયત્રી જપે એમ,
એ બ્રહ્મબાલાને એણે અર્ઘ્ય અર્પ્યાં.

'તાપસોનાં ઓ તીર્થ !
બ્રહ્મચારીઓની અહો બ્રહ્મપ્રેરણા !
શી શી કરૂં ત્હારી રસશુશ્રૂષા ?
આજ છે મ્હારી જીવનજ્યોતની તિથિ;
કઇ વિધે ઉજવું એ ત્હારી પુણ્યપર્વણી ?
બ્રહ્મસંહિતાની અહો સાવિત્રી !
કવિતધન તો મ્હારાં તુજદીધાં છે.
મહાસાગરમાંથી અંજલિ ભરી ભરી
સાગરલક્ષ્મીને અર્ઘ્યે વધાવવી,
એવું છે અમ મનુવંશનું ભાગ્યનિર્માણ.

બ્રહ્મજન્મ

બ્રહ્મપુત્રી ગાયત્રી !
સુધાનાં સંજીવન ત્હેં છાંટયાં હતાં.
એની ઉઘડી કળીઓ; ને કળીઓના થયા
આ અમૃતના અધૂકડા બોલ.
અધૂરાંને પૂરાં કરી લેજે,
અહુતને હુત કરી લેજે,
દુનિયાંનુ હોય તે દેવનું કરી લેજે.
અને આયુષ્યતીર્થના ઘાટે ઘાટેથી,
પરબ્રહ્મની ઓ પુણ્યવંતી રસકલા !
વળી વળીને યાચું છું એ આપજે કે
'धियो यो नः प्रचोदयात्.'

## અજવાળાં આથમે છે

એમ એના બોલ આથમી ગયા;
આંખમાંથી ઉછળી આકાશમાં ઉગ્યા.
એ હતાં એનાં કૌમારકલાનાં પૂજન.
ચન્દ્રવાસિની એ બ્રહ્મકુમારીએ

પાઠક! એમ એને બ્રહ્મજન્મ દીધો,
ને કવિતાઘાટનો ઋષિવર સરજ્યો.
એથી અધિકો વર્ચસ્વી, અધિકો પાવનકારી,
પાઠક! ત્હારો બ્રહ્મજન્મ સરજાજો!

( ૧૯૦૬–૧૯૨૫–૧૯૩૪ )
ધનતેરશ, સં ૧૯૯૦

એક હતો કબૂતર
અને એક હતી કબૂતરી.
એકબીજાનાં હૈયામાં એ સમાતાં,
ને દિનની સારી જ્યોતિર્કુંજ ભરી
બોલની છલબલ ઉછાળતાં.

મહાદેવનું મન્દિર હતું.
એના આરાની નાજુકડી છત્રીમાં
એ પંખીબાળ દાણા ચણતાં, ખેલતાં,
અને એમ આયુષ્યની કળીઓ ઉઘાડતાં.
છત્રી ઉજ્જ્વળ આરસની હતી,
ફરતાં પીંજરના લોહદંડે ન હતા.
બાળપંખી ત્ય્હાં હસતા, ઉછરતાં,
ને આશાઉત્સાહનાં પીંછાં પ્રગટતાં.

કેટલાંએક અજવાળિયાં ઉગી આથમ્યે
તરુણ પખીઓની સભાળ
જંજાળી સંસારીઓ વીસર્યા.
ઉત્સાહનો જ્યોતિ આથમ્યો,
ને સ્હાંજનો મન્દ ઉજાસ પાછળ રહ્યો.
તરુણોની બે પાંખો પ્રફુલ્લી હતી,

આંખો યે અદ્ભુત ઉઘડી હતી.
નિજ છત્રીની બહાર જગત છે
પખીઓએ એ જોયું ને જાણ્યું હતું.
એક વેળા મધ્યાહ્નને મધ્યકાળે,
સ્હવારની સુકુમારતા વીત્યે
કબૂતર અન્તરિક્ષમાં ઉડયો,
ને છત્રી બાહર ચણવાને ચાલ્યો.
એની યૌવનની પાંખને
જગત વિશાળ ને ઉદાર ભાસ્યું.
અન્તરમાં ઉત્સાહના ઉભરા ઉભરાયા.

પછી પંખી રોજરોજ ચરવા જતો.
તેજઅંજલિ છાંટી છાંટી
સૂર્ય આ લોકને જગાડે છે
ત્હારે તે ઉઠતો, ને ઉડતો.
કોઇક કાળે ઝાપટાંમા ભીંજાતો,
કોઇક કાળે પાંખો દાઝતી;
પણ અનન્ત વાતાવરણમાં ઉડ્યે,
અન્તરિક્ષના ઘુમ્મટમાં અદ્ધર ને છુટ્ટી,
પાંખો પ્રસારવી એને ગમતી.
એ વેળાની પ્રથમ પ્રતિકુળતાઓ
પંખીના ઉત્સાહને પ્રોત્સાહન દેતી,
ઉમંગને આતુરતાને રંગે રંગતી

તડકાનાં કેસરમાં તે ન્હાતો,
લીલામલીલી ઘેરગમ્ભીર કુન્જોમાં
આંબાવાડિયાંને આરે એ ચણતો;
છતાં છત્રીને પિતૃમાળે રજની નિન્દરતો,
ને થાક ત્‍હાં ઉતારતો.
જગત વિભૂતિવન્તું જોયું,
પણ શીતળતા માને મન્દિરે અનુભવતો.

એવે એવું બન્યું કે
અસુરસેનાએ સુરેન્દ્રને ઘેરો ઘાલ્યો,
ને સુરનગરીના સદ્‍ભાવને દુર્ગે
અન્ધકારનો રાજઝુંડો ફરકયો.
દેવ હાર્યા, ને દાનવની દુહાઈ ફરી.
તેથી વાદળીઓ ચ્‍હડી ગગને,
પણ ઠાલે ઠાલે ખ્‍હેડે;
તે વૃષ્ટિ વરસી નહી.
જળલક્ષ્મીનો યે જગતે દુકાળ પડયો.
અન્તરના ને બાહરના
સુકાળદુકાળ તો સંગાથી છે ને ?
પુણ્ય ને પૈસો પૃથ્વીમાં
સાથે આવે ને સાથે જાય.
ને કોકને આંગણ વાડી કે વગડો
ત્‍હેમાં પાડોશી યે ફળલાભ પામે.

નજીકને ઓટે હવે
કબૂતરને દાણા ન્હોતા જડતા.
ચિન્તાની પહેલી ચિનગારી સળગી;
અને એ બેસતી ગ્રીષ્મના દાહમાં
વસન્તની પ્રાણપાંખડી દાઝી ગઈ.
સૂકાં ખેતર ભઠ્ઠી જેવાં સળગતાં,
આંબે પાંદડાં પણ રહ્યાં નહિ
વસ્તીના યે કોઠાર ખાલી થયા,
રોજનું રોજ લાવી લોક ખાતાં.
પહેલાં તો વર્ષોનાં ધાન્ય
લોકકોઠારે સચેલાં રહેતાં,
ને વર્ષભરનાં પાણીનાં ટાંકાં
કુળકુળમાં ભરેલાં હતાં
હમણાં તો પાણીની યે
રોજની રોજ માટલી ભરાતી

આઘેને, ને એથી યે આઘેને વન
કબૂતર ચારો વીણવા વિચરતો,
પણ રાત્રી ગાળવા છત્રીએ વળતો.
ચિન્તનનો આછો પડછાયો,
ફરકતા પાદડાના પડછાયા શો,
વદને હવે કદિક આવતો-જતો.
થાકેલા કન્થનો કબૂતરી

પારેવડાં

પાંખે પરસેવો ન્હોતો.
એમની પહેલા થાકની આંખડલીને
જગત ન્હાનું ન્હાનું ને અધૂરૂં ભાસ્યું.
પ્રાણમાં પ્રશ્નોની પરંપરા ડોલી રહી.

પછી એક સન્ધ્યાએ,
આછેરાં અજવાળાંના ઉછંગે
પાંખમાં પાંખ પાથરી પોઢ્યાં હતાં ત્ય્હારે,
સુહૃદના શબ્દ જેવી
આદરની આકાશવાણી થઇ.
પારેવડાંઓએ નિશ્ચય કીધો,
પરસ્પર ઉંડો કોઇ કોલ દીધોલીધો,
અને ઉગતે દિન છત્રીમાંથી ઉડયાં.
પ્રયાણના એ પ્રથમ અનુભવમાં એમણે
અણદીઠાં બળતાં વન દીઠાં,
અણકલ્પ્યાં પર્વતના અન્તરાય
ઉંચાનીચા આવ્યા ને ઓળંગ્યા.
પડતાં, લથડતાં, ખડખડતાં,
પણ અખંડ ઉમંગની ઉર્મિએ તરતાં.
દૂર-દૂરને દેશાવર પહોંચ્યાં.

પૃથ્વીની કઠોરતામાં, યાત્રાના શ્રમમાં,
અટવીના વિકટ માર્ગોમાં,
રથનાં ઝમકારતાં બે ચક્ર સમાં,
સહચારે બન્ને રૂમઝુમતાં સંચરતાં.
વન ક્ય્હાં આવ્યાં, ગિરિઓ ક્ય્હાં ગયાં,
એ એમણે દીઠું, ને ન યે દીઠું.
લોચનમાં લોચન લીન થાય
એ લોચન કાળાગ્રકાશ કેટલાક ભાળે?
પોપચાંની જ એકલી પાળો નથી.

અલબેલી એમની નયનજ્યોત હતી.
એનાં કિરણો સંકીરણાઇ
આંખ આગળ જ્યોતિર્દેવ ચાલતા.
એ જ્યોતિર્દેવદોર્યાં પ્રયાણ કીધે.
યાત્રામાં દમ્પતી ભૂલાં ન્હોતાં પડયાં.
યાત્રાની મ્હોટી એક મજલ કાપીને
સુહૃદને આરે એ ઉતર્યાં.

અખૂટ જળનું એ એક નગર હતું.
સમૃદ્ધિશાન્તા વિશાળ જળાશયો.

સ્થળેસ્થળ ત્હાં ભરેલાં હતાં, ને ભરાતાં,
અને આરે લોકસંઘના તંબૂ હતા.
અનેરા ઝરણને એક ભીને કાંઠે,
મોતી શાં જળબુદ્બુદ પ્રકાશતાં'તાં ત્હાં,
આસોપાલવે એમણે માળો બાંધ્યો.
પત્થરના પાથર્યા પગથાર ફોડી
એ ઝરણની સેર પ્રગટતી.
ઝરણનાં સોહાગદર્શને નયન ઠાર્યાં,
એકાબીજાની સ્હોડમાં બેઠાં,
પીંછાંથી પરસ્પરને પંપાળ્યાં,
એટલે પ્રયાણનો શ્રમ સરી ગયો;
ને રસછોળ જેવા કલ્લોલના
કિલકિલાટ ઉછળી રહ્યા.
જગતની વાડી ન્હાની છે
એ વાત ઘડિક વીસરી ગયાં.

નીચો ને નમણો
એમનો માળો હતો;
જોનાર એને અલૌકિક કહેતાં.
પ્રાણને વિસામે એ વિરમતાં.

અને આણુની પર્ણકુટીને
પૃથ્વીની કોણ કહે છે?

એ દેશે આદરતો સુહૃદપંખી
ઋતુ રહી દેશ વળ્યો.
પરસોમે યૌવનના અનિલોમાં
એમને એકલાં મૂકી એ સિધાવ્યો
સ્મિતવન્તે વદને એને વળાવી,
પછી પોતાને અકેલાં લ્હેઇ લ્હેઇ,
કબૂતરકબૂતરી ખૂબ ખડખડાટ હસ્યાં:
હસી હસીને હરખ્યાં,
અને હરખીને ફરીથી હસ્યાં.
મનુષ્ય કરતાં દેવનાં ભાવવર્તન
અધિકાં ખીલે છે એવી કબૂતરકોટીમાં.
પ્રભુનાં એ પારેવડાં હતાં.

અરણ્ય ફરતું ચહુદિશે
સંસારવધુ વિશાળું રણ હતું.
અન્દર જળ ને ઉપર અગ્નિ એવા
રણમાં રેતીના વડા માર્ગ વહતા,

ને યાત્રાળુના પગ ત્ય્હાં દાઝતા.
ન્હાનાન્હોટા કૉલ્લાના ડ્હામે પરૂતા.
જ્ય્હારે જ્ય્હારે સન્ભેડ રણમાં વિચરતાં
ત્ય્હારે કબૂતર પાંખે પાંખો નાંખતો,
કબૂતરી છૂમન્તરની ફૂંક મારતી;
એટલે અંગારા એમને દઝાડતા નહિ.
સ્નેહ એ સંસારદવની શીતળતા છે.

સમૃદ્ધ વાડીઓ સરિખડાં
રણમાં વેરાયેલાં તર હતાં.
તરમાં કોક સુગન્ધી ફૂલ ઉઘડતાં,
ને ઘણીખરી કુમળી કળીઓ
અગ્નિવર્ષામાં દાઝી મરતી.
તરમાં બહુ તાડ ઉગતા;
ફૂલકયારે એમની છાંયડી ઓછી પડતી.
શિવની હ્હેરી પાસેના એક તરમાં
કબૂતરકબૂતરી ચારો ચણતાં,
અનેરા ઝરણમાંથી જળ પીતાં,
અને આસોપાલવની ડાળે
ઝરણપાળે વાસ વસતાં

સદાનન્દની પાંખો પારેવડાં ફ્ડફ્ડાવતાં.

સંસારસાગર ને વ્યોમસાગરને સીમાડે
નદી ને નદનો સંગમ થતો.
ઉભયમાં અમૃતમીઠાં નીર હતાં.
પણ કદિક ભરતી અવળી છલકાવી,
ને વ્હેણ અવળાં વહેતાં,
ત્ય્હારે જળ ખારાં થતાં.
જ્ય્હારે જ્ય્હારે હિમ ઓગળતા,
ત્ય્હારે અમૃતના ઓઘ ત્ય્હાં ઊભરાતા.

નમણું, ન્હાનકડું, નેહભીને માળે
દમ્પતી નિજાનન્દમાં રહેતાં.
પણ સ્વથી સ્વાર્થીલાં સન્તોખાય;
પુણ્યશાળીને પર હોય પહેલાં.
સ્વમાં પરને પારેવડાં વીસર્યાં ન્હોતાં.
કંઈ કંઈ ત્ય્હાં આતિથ્ય માણતાં,
કંઈ કંઈનાં ત્ય્હાં વિસામા હતા
સારો દિન રણ ને રણવાસીઓનું
દમ્પતી શુભ ચિન્તવન ચિન્તવતાં

રણ ને તરની કથા માંડતાં ત્હારે
પંખીઓ ઝાળ જેવડા નિશ્વાસ નાંખતાં.
ચહુમેર નિરખતાં ત્હારે ત્હારે
ઉંડી ઉંડી કો અતૃપ્તિનો
હૈયામાં પાતાળધરો ઉઘડતો.
પણ એ લગરીક શી પાંખો
કેટલાક આવરે અગ્નિના મેઘ ?
છતાં કેટકેટલાં ય પંખીજીવને
સંજીવન છાંટી સજીવન કરતાં,
ને સારપ વ્હોરતાં.

દેશની મઢી એમને સાંભરતી ત્હારે
દેશવાત્સલ્યનાં આંખેથી અમૃત ટપકતાં.

નજીક એક સરોવર વિસ્તરતું.
અસલના વારામાં કોક બ્રહ્મચારિણીએ
કાંઠે મઢૂલી બાંધીને એ બન્ધાવ્યું હતું.
સૌ એને શારદાનું સરોવર કહેતાં.
પાળની દહેરીઓમાં પૂર્વે
તપતેજસ્વી બ્રહ્મચારીઓ વસતા.

આજના યુગમાં તો ત્હાં
ઉજળાં બગલાંના અડ્ડો હતા
કોક બ્રાહ્મણ ત્હાં બ્રહ્માહ્નિક કરતા.
દેશનાં કેટલાક કુમારકુમારીઓ
ત્હાંથી જળઝારીઓ ભરી જતાં,
ને દેવસેવાએ દેવતર્પણ કરતા
એ સરોવરની પુણ્યપાળે
કદિ કદિ કલાધર આવતા,
કદિ કદિ સારસજોડલાં પધારતાં,
—કદિક કદિક ને કાળાન્તરે
કારણ કે કળાધર ને સારસજોડલા
ભળતાં રણમા વિરલાજ હોય

તરમા દમ્પતી બેલડીએ સચરતાં,
સરોવરમા સજોડે સ્નાન કરતા,
નયનપ્યાલીઓ ભરી સૂર્યના તેજ
પીતા ને પરસ્પરને પાતા
બ્રહ્માડના સુન્દર બ્રહ્મચોકે
સસારમાડી ભૂલભૂલામણીઓમા,
તેજપાટે પૂરેલા અન્ધારરાશિયાઓમાં

એ કદી યે વિચરતા નહી.
સરળ, અને એવી સુખદ,
એમના પૃથ્વીમાંના પન્થ હતા.

ફૂલડે એ બેસતાં
તે જાણે પરાગનાં પૂતળાંઓ.
આકાશ વીંધીને ઉડતાં,
તે જાણે અંજનીનાં સન્તાન.
સુકુમાર પાંખો તો હતી જાણે
વાદળની પ્રગટતી પાંદડીઓ.

કદિક ને કોઈએક વેળા
શિયાળાના ઠાર કે હિમ પડતા,
રણમાંથી ગ્રીષ્મની લૂ વાતી.
કે આકાશ ઘેરી બારે મેઘ મંડાતા,
ત્હારે હૈયાહૈયામાં પેસીબેસીને
પરસ્પર હુંફ પામતાં,
શીતળતા શોધતાં, છત્ર બનતાં.
જગતના અધૂરાપણાનું પૂરણ
પ્રેમદેવના ભંડારેથી શોધી પામતાં.

દુઃખના ઉંડા દિલદિલાસા
દયાના આચરણે શોધતાં.
ઘાયલ આત્માનાં આશ્વાસન
પરમાર્થની પુણ્યપ્રવૃત્તિઓમાં છે.
ન્હાનામ્હોટા કાંટા વાગી જાય,
ન્હાનામ્હોટા વ્યાધિકંકાસ આવી જાય,
તોય આંખડલીનાં અજબ હાસ્ય
કે હૈયાની સુકોમળ ઉષ્મા
હોલવાયાં કે ઓસર્યાં ન હતાં.
કબૂતરીના કલગ્નોલથી તો
ગગનને ઘુમ્મટ ગાજતો.
પ્રારબ્ધનાં પંખેરૂઓ એમ જીવતાં.

કબૂતરને માથે કલગી હતી;
જાણે રણનો યશસ્વી વિજેતા.
વાણીની પવિત્રતા સમોવડો
કબૂતરીની આંખમાં આનન્દ હતો;
જાણે શાન્તિની પરમ લહરી.
ઉભય અદ્‌ભુત પાંખો ફડફડાવતાં.
માનવબાળની બુદ્ધિથી પર

કેવી યે કોઇક દેવભાષામા
દમ્પતી કુરકુર કુરકુર કરતાં
રણવાસી અન્ય પંખીઓને
એવું ભાગ્યે જ આવડતું

સરોવરની વચ્ચોવચ્ચ, વેદ જેવો,
બહુશાખાળો પુરાણ વડલો ડોલતો.
એ વડલે જઇને તે વારંવાર બેસતાં.
કંટાળીના ઉઝરડા ને છરકા
ત્ય્હાં રૂઝાતા ને ભૂલાતા,
ને હૈયામાં હુલ્લાસ હુલસતો
કબૂતરી ટેટા વીણી લાવતી,
કબૂતર ટેટા ફોડી રસ કહાડતો.
જૂની જૂની વડની વડવાઇઓ હતી,
ને ન્હાનેરી નવરેખાઓ યે ફૂટતી.
વડવાઇઓની બખોલો ને ધારાઓમાં
બન્ને બેસી સંગાથે રસ પીતાં,
અને એ રસ વડે વધાવી
રસાળાને ય રસવતી કરતા

દુનિયાં કહિક દૂભવતી

તો દુનિયાંનો દ્વેષ ન હતો
પાંખમાં પાંખ પોઢાડી,
ચાચમાં ચાંચ આપી,
લોચનમાં લોચન ચાંપી,
ઉરથી ઉરને સ્પર્શી સ્પર્શી
એકબીજાને એ નિહાળી રહેતાં,
એકબીજાનાં નયનોમાં સમાતાં,
એકબીજામાં નિજની સંપૂર્ણતા સ્હમજતાં.
પોતાને ને પરને-સૌને માટે
બ્રહ્માંડવાડી પૂરતી હવે પેખી
દુઃખે દીઠાં હતા થોડાક,
તેથી દુઃખીના કમ્પે અનુકમ્પતાં,
દાણોપાણી આપી ઠારતાં,
ને ઉંચે જોઇ આશિષ યાચતા.
વિશ્વભર વિશ્વને ભરછક ભરે છે:
કંઇક વિશ્વભરધર્મ એ પારેવડાં પાળતાં.

મેના ને પોપટ એકદા,
પરિવારનો સંઘ બધો લેઈને,
એમને માળે મ્હેમાન થયાં.

રસની રેલ જામી,
ને ઉલટનાં અમી ઉલટચાં.
બચ્ચાંઓએ ચાંચો મારી,
પીંછાં ખેચ્યાં, કલગી કમ્પાવી: સૌ સહ્યું.
નિજની વસ્તારવેલડ
હજી મ્હોરી ન હતી;
પરાયા પરિવારને પોતાના શો પાળ્યો.
સહુ ત્હાંથી ગયાં ત્હારે
બોલતાં શીખી ગયાં
બહુ બહુ અમૃતના બોલ.
પછી પુષ્પઓઢણે વસન્ત પધારી
ને માળે માળે મંજરીઓ બેઠી,
સુખની કળીઓ ઉઘડી ત્હારે
દમ્પતી અતિથિદમ્પતીને સ્મરતાં,
ને સ્મરતાં સ્મરતાં અન્તરમાં અમૂંઝાતાં.
અને લાંબા રાગે ને સૂરે,
આર્ત આંખે દિશાઓનાં હૈયાં શોધતાંઢૂંઢતાં,
કબૂતરી વીરાને વધામણાં પાઠવતી:

દેજો, દેજો, વાદળનાં વિહંગ ! વીરાને વધામણાં;
વીરા ! આ તે કેવા ત્હારા ઢંગ ? કીધાં અમને દામણાં.

આવ્યો લઈને કુટુંબપરિવાર, ને ભાભી સુહાગણી;
અમ કુંજે બે કરી ટહુકાર ઉડયો ઘરની ભણી

કુંજેકુંજ, સરોવરનીર, જને, ને વને વડા,
ત્હારા, ને બાળના, ઓ વીર ! સુણુ છું એ ટહુકડા

ભૂતકાળના એ ભણકારા ક્ય્હારે સાચા પાડશો ?
મુજ મસ્તીખોરા લાડનારાં ! ક્ય્હારે પાછાં લાડશો ?

મ્હારાં અજબસોહાગણ ભાભી ! ત્હમને યે સન્દેશડા,
તમ વ્હોણી ભમુ છું હું આભી, સૂનો મ્હારો નેસડો

આવો વીર ! વ્હાલાં મુજ બાળ ! ભાભી અલબેલડા!
મ્હારી મ્હોરે—નમે આંબાડાળ, પાડો મીઠા બોલડા.

ફ્રહેજો, ફ્રહેજો, વાદળનાં વિહંગ ! વીરાને એ વાતડી;
જ્ય્હારે ઉછળે અહીં સુખરંગ સંભારૂં છું એ ઘડી

કેટલાંક નવરંગ જોડાં
મેઘચાપની ત્હાં મદલીલે દાખવતાં,
થોડાંક ત્હાં પ્રભાતે ને પ્રભાતે
પીંછાંની કંઈ ભાત પલટતાં,
કોઈક ત્હાં નવનવાં નખરે નાચતાં.
પણ પ્રાણીઓના પ્રભવકાળથી,
યુગયુગના ચે ઉદયાસ્તમાં,

રસસોહાગી આ પ્રેમજોડલું
અખંડ ને એકરંગી હતું.
એમની પાંખોના મંજુલ ફડફડાટ,
એમની ચાંચોનાં મધુરાં ચુમ્બન,
એમના સ્નેહબોલની ઝીણી કલબલ,
એમના ચેતનના વિવિધ પુણ્યવિલાસઃ
એવી એવી એમનાં ઉરની રસછોળો
જગતની જ્યોતિર્કુંજ ભરી ઉછળતી.
પણ રણમાં તપતાં રણવાસીઓ
સુણતાં કે સ્હમજતાં એ થોડુંક જ.

સ્નેહીઓ મૃત્યુથી પર છે,
અવનીમાંના અમરો છે.
ચિતાઓ સ્નેહને બાળતી નથી.
અને હજી યે છે એ સ્નેહદમ્પતી,
ને સુહાશે સદા પૃથ્વીને માંડવડે
ભગવાન લક્ષ્મીનારાયણની એ લગ્નવિભૂતિઓ.
સ્નેહવેલની કળીઓ સમોવડી
એ સૌભાગ્યબેલડી તો
અમ્મર છે અમરોના આશીર્વાદે.

## પારેવડાં

પૂર્વમાં પ્રભાત પ્રકાશે છે ત્હારે ત્હારે,
કે પશ્ચિમમાં રજની અજવાળી
સુધાકરીની સુધાપ્રભા નિર્ઝરે છે ત્હારે,
અમારો અવનીમાં ઉતરે છે એ અવસરે
સરોવરની સુન્દરતાને આરે
એ પખીડાં જળક્રીડને પધારે છે.
ને પાંદડી પાંદડીને અડકાડી પ્રફુલ્લતા
એક ડાંખળીનાં બે ફૂલ જેવાં,
પાંખમાં પરસ્પર પાંખ પરોવી
વડલાની વિટપે વિરાજે છે.
એ અમરોનાં અલૌકિક દર્શને
દુનિયાં દીપ્તિમન્ત થાય છે.
આ લોકમાં ને પરલોકમા
વિશ્વનાથ કલ્યાણ કરશે
પ્રભુનાં એ પારેવડાઓનું

બેસતું વર્ષ, વિ સં. ૧૯૬૩
ઇસ્વી ૧૯૦૭

# સંસ્કૃતિનું પુષ્પ

અથવા

અમારી એકતાળીસમી લગ્નતિથિ

વળી સૌભાગ્યચન્દ્રાળી પૃથ્વી, હે શુભલક્ષણા !
આવી આ આંગણે ત્હારે કરી વિશ્વપ્રદક્ષિણા.

જો ! કુંજકુંજ સુરનન્દનની નિહાળી
વૈશાખ માસ સુખશુક્લ વળી પધાર્યો;
ને દેવચન્દન શી ચન્દની પંચમીની
સૌભાગ્યનો વળી કરે અભિષેક ત્હારો.

વર્ષે વર્ષે સુધા વર્ષી કરે આતિથ્ય આપણાં;
ને પ્રતિવર્ષ પૂજાના થહે છે અર્ધ્ય આપણા.

વીંઝી વાદળપાંખ વાયુલહરો આવે અનન્તે રમી,
આવે એમ વસન્તગ્રીષ્મ ઋતુઓ પ્રારબ્ધલ્હેરો સમી;
ને સ્પર્શે ઋતુરાજ મ્હેકી વિલસે આયુષ્યના આંબલા:
બેસે મ્હોર, ખીલે, ખરે, પરિમળે–એ પર્વનાં ફૂલડાં.

અદ્વૈતાચાર્યના મન્ત્રે ગાજ્યો વેદાન્તકેસરી;
અને પછી જીતી એને માહીષ્મતીની સુન્દરી:

૬ એ કલ્યાણક લગ્નયોગતિથિનો ચાળીસમો ચન્દ્રમા
વિચર્યો'તો જ રસાત્મ કો રસભર્યા સોભાગ્યની શોધમાં;
પ્રેમોદ્યાન નિહાળી પૂજ્ય, જગની દામ્પત્યકુંજો ફરી,
આવ્યો એ વળી આજ જો ! અમૃતની જ્યોત્સ્નાકટોરી ભરી

૭ એ ચન્દ્રે આણી દીધાં તે પીધાં સંસારનાં અમી,
ને છાટયા કણ એ કાંક વિશ્વોદ્યાને રમી-ઘૂમી.

૮ પ્રારબ્ધ આવે ભરી પુણ્યથાળ,
સૌભાગ્ય આવે રસથી રસાળ,
ભાનૂભર્યો દિન, શશીશોભી રાત્રી,
ત્હને વધાવન્ત, જીવનૂવિધાત્રી !

૯ બારે રાશી, દશે દિશા, ષટ્ ઋતુ, બાર પૂર્ણિમા :
ચાળીસે સખીઓ તુજને વધાવે છે, મનોરમા !

૧૦ તુજ સૌમ્ય જેવા હસી સૌમ્યહાસે,
વસન્તવાઘા ધરીને વિલાસે,
આનન્દઆંખે અમરો પધારે,
ને સોહાગણ ! સુરવિભૂતિઓ વર્ષતા શીર્ષ ત્હારે.

૧૧ ઝઆનીલે ઝૂલે-ડોલે તરંગો કાળઅબ્ધિના,
ગાન ગાયે ગભીરાં જો ! ત્હારી અર્ધશતાબ્દિનાં

૧૨ આવી આવી ભાસ્કરો અર્ધસદીના
વાયુ ઢોળે તુજને ભર્ગથી ભીના;
સૂર્યે-ચન્દ્રે દીધ એ પુણ્યતેજમાં
ન્હાતાં-ઝીલતાં કુલકુસુમને ત્હેં જ પીયૂષ પાયાં.

૧૩ છીછરા કે આછકલા નથી તુજ રસના ઝરા;
પ્રસન્નચિત્ત પ્રૌઢાના ઉરનાં પૂર તાહરાં.

૧૪ વસન્તના મ્હોર ફળે ફળી ફળી,
પ્રફુલ્લ ટ્હૌકે ગીત કોકિલા ઢળી,
વૈશાખની વેલડ પુષ્પ ઢોળતાં,
કૂહે : જાય જો ! આ દિવસો વસન્તના.

૧૫ આંબેથી ઉતરી સાખો, માંડવે પાકી દ્રાખ, જો !
આપણી યે ઋતુ પાકયે પાકી સંસારસાખ, હો !

૧૬ રાત્રી વિનાના દિન કો ન દીઠા;
વસન્ત કો યે નથી ગ્રીષ્મસૂની;
પ્રકાશ સર્વે ય જ છાંયવાળા;
શીળા-ઉન્હા ત્યમ દિન આપણા યે.

૧૭ ઉભી અનન્તને આરે સાન્તને જળ ઝીલતાં
પૂજ્યો અનન્તનો નાથ, રમી સાન્તઅનન્તમાં.

૧૮ વૈદાચ્ચારે કંઇ ઉષાગીત ગાતી
પ્રજીં હરિએ જ્યાહરે આર્યજાતિ,
પ્રભુએ ત્યહારે દીધું વરદાન પ્રીતે,
'સાગરબાધી પૃથિવિ દઉં છું, માણુજો ધર્મ રીતે'

૧૯ ધર્મ ને કાવ્યસોહાગે સોહન્તી આર્યજાતિ એ
શોભાવે-શણગારે છે અર્ધી પૃથ્વીની કુંજને.

૨૦ કિનખાબોથી દેહના અંગ છાયા,
તરસ્યાઓને લક્ષ્મીના દૂધ પાયા,
કાવ્યે ગીતે ધાન્ય ને ધર્મમન્ત્રે
આજે યે જો! મનુજકુળને આર્યતા એ નિમન્ત્રે

૨૧ ( પૃથિવિપ્રસર્યા આર્યકુળની એ પૃથ્વીજૂની સંસ્કૃતિ,
પૃથિવિજૂના રૂપરંગે આર્યાવર્તે જ છે છતી )

૨૨ અહીં આજે યે એહ ઋક્ગાન થાય,
અહીં આજે યે એ ઉષાસ્તોત્ર ગાય
અહીં આજે યે ગૃહ્યસૂત્રોની વાણી
સંસ્કારોને ઝીલતી જનતા આર્યતા એહ માણે

સર્વ સંસારસારે, યુગેયુગે, યદાતદા,
સંસ્કારો ને સંસ્કૃતિને સંરક્ષે સુન્દરી સદા.

૨૪ મીઠાં મીઠાં મેઘ શાં છત્ર છાતી,
ઘેરાં ઘેરાં સામનાં સૂક્ત ગાતી;
ઇતિહાસોને અનુપ સુહવે જેની દામ્પત્યગાથ,
આર્યોની એ સનાતન અમરઅવતરી સંસ્કૃતિનું તું પુષ્પ.

૨૫ જો ! મહાકાળની ઓલે ઘેરી સાગરખંજરી;
નર્તન્તી એહને તાલે મ્હોરે આયુષ્યમંજરી.

૨૬ દ્હાડે દ્હાડે સૂર્ય જો ! તેજ ઢાળે,
રાત્રે રાત્રે ચન્દ્રિકા ચન્દ્ર ચોળે;
અનન્તા યુગનાં આવે અનન્તાં તેજછાંય જે,
એ જ સંસ્કારસર્વસ્વ પ્રજાની સંસ્કૃતિ, હલે !

૨૭ વણવાવ્યાં ખીલે પુષ્પો કાળજૂની નદીતીરે;
સંસ્કારો સરલે ! ત્હારા સંસ્કૃતિરોપિયા, ખરે !

૨૮ નથી રોપ્યા તે પુસ્તકે કે પ્રથાએ;
નથી વાવ્યા તે શિક્ષણે–શિક્ષિકાએ;

જોયા–ભીસ્યા કાળના ત્હેં પરાગઃ
તુજ સંસ્કારો સકળ સરવે ! સંસ્કૃતિના સુહાગ.

૨૯ પરખે એ રૂપની લીલા કોક દુષ્યન્ત, કૃષ્ણ કો;
મ્હને યે ક્ષણ ન્હોતી એ પરાપૂજાની આંખ, હો !

૪૦ કલા અમે કૃત્રિમને જ માનિયે,
હા ! રૂપ તો રંગ મહીં પ્રમાણિયે;
ત્વચાતરંગો રસરેલ જાણિયેઃ
ને દેહપરને અપૂરૂં પિછાણિયે.

૩૧ ડોલે જે અંગહિન્ડોલે હૈયાહિન્ડોલ, રૂપ તે;
દેહે આત્મલીલા લ્હેકે રણ વૈ મ. શુચિસ્મિતે !

૩૨ ચન્દ્ર માંહિ જ્યમ ચન્દ્રિકા લસે,
ફૂલ માંહિ જ્યમ ફોરમો હસે;
વાડી માંહિ જ્યમ વાયુ મ્હસમ્હસેઃ
દેહકુંજ ત્યમ રૂપ વિલસે.

૩૩ રંગ્યાં જોયાં મોરપીછાં, રંગી જોઈ જ વેલડી,
રંગ્યાં જોયાં પુષ્પવૃન્દો, રંગી ત્હોયે ત્હને, સખિ !

૩૪ મેઘલધીરી, ઝીણું ઝીણું હસન્તી,
લજ્જાવર્ણી, ચીર ઢળતે લસન્તી;
મીઠાબોલી, ડોલતી અંગઅંગે,
સુન્દરી જાણે સંચરે શું વસન્તે.

૩૫ શિખણ્ડું મયૂરીને જોણે ગંભીરૂં-ઘેરૂં ટહૌકતાં,
ત્હેને એ શિખણ્ડું ત્હેણે હરિનાં ગીત ગુંજતાં.

૩૬ સરલે ! ત્હારી પાંખ તો સાવ સાદી,
સુભગે ! ત્હારી મીઠડી સૌ પ્રસાદી;
સોહાગણની સૌમ્ય તું ગુણગીતા,
મીઠાં જળની મ્હાલતી તું સરિતા !

૩૭ વાગ્યા હશે સખી ! કોને કાંટા મ્હારા ગુલાબના;
તાહરી માલતી વેલ કોને ખૂચી નથી કદા.

૩૮ ભરી ભરી વાદળી કેરી છાંય કો
પૃથ્વી ભરીને પથરાય, એમ જો !
વાત્સલ્યશીળી તુજ ઉરછાંયડી
સ્નેહી સગાં કુળ હું પરે સદા પડી.

૩૯ શિશિરે શરદે ગ્રીષ્મે વર્ષામાં ને વસન્તમાં
ચન્દ્રિકા વર્ષતો નિત્યે તાહરો આત્મચન્દ્રમા.

૪૦ સ્હડયાં, નથી હા ! સ્હડવાં જ એટલાં;
વીત્યાં, નથી વીતવવાં ય એટલાં.
સંસારના પન્થની કેડી જો ! બધી
અનન્તના પન્થ મહીં ભળે, સખી !

૪૧ વાસન્તી વેલીએ જેમ સુગન્ધો છે ફૂલે ફૂલે,
એમ સૌભાગ્ય સોહાજો સુન્દરીને કુલે-ફૂલે !

શંકરજયન્તી; વિ. સં. ૧૯૮૫

  